# સમીક્ષા

## પદ્યવિભાગ

આપણા પાઠ્ય-પુસ્તકોમાંનાં કાવ્યોને તેમનો અભ્યાસ કરવો સહેલો થઈ પડે એટલા માટે નીચે પ્રમાણેના જૂથોમાં-groups વહેંચી નાખવા એ સગવડભર્યું છે.

જૂથ : ૧ : ભક્તિ કાવ્યો

(૧) 'સંતો હમેરે વેવારિયા' (૧: નરસિંહ મહેતો)
(૨) 'ભૂતળ ભક્તિ પદારથ મોટું' (૨: ,, ,, )
(૩) 'કેહે કિયે વિહારે રે' (૫ : દયારામ)
(૪) 'ધોબીડાનો સજ્ઝાય (૬ : સમયસુંદર)
(૫) પ્રાર્થન (૧૦ : કેશવલાલ હરિરામ ભટ્ટ)
(૬) છેલ્લી ક્ષણે (૧૩ : ઉપેન્દ્રાચાર્ય)
(૭) થાકેલો (૧૬ : ઝવેરચંદ મેઘાણી)
(૮) ઝંખના (૨૩: ઉમાશંકર જોશી)

## જૂથ : ૨ : વર્ણન કાવ્યો અને કથાકાવ્યો



## જૂથ : ૩ : બાકીનાં બધાં

(૪) ચન્દ્રમા! ક્યારે ઉગ્યોરે ? : જયમનગૌરી પાઠકજી
(૫) ઉદધિને : રા. વિ. પાઠક (શેષ)
(૬) પડતી : શયદા
(૭) ખરતો તારો : દેશળજી પરમાર
(૮) ભગ્ન સ્વપ્નની નાવ : સ્નેહરશ્મિ
(૯) પક્ષીના વ્યોમવિહાર ઉપર : પતીલ

આ ત્રણ જૂથમાંથી જ એક નવું જૂથ પાડી શકાય અને તે રૂપક કાવ્યોનું.

જૂથઃ ૪ઃ રૂપકકાવ્યો
(૧) 'સંતો હમેરે વેપારિયા'
(૨) ધોબીડાનો સજઝાય
(૩) ખરતો તારો

આ ત્રણ કાવ્યો રૂપકકાવ્યો છે. અને પરીક્ષાની દૃષ્ટિએ અગત્યના છે. તે ઉપરાંત જે કાવ્યોનાં નામ મોટા અક્ષરે છાપવામાં આવ્યાં છે તેનો ખાસ ધ્યાનપૂર્વક અભ્યાસ કરવો.

# ભક્તિ કાવ્યો

## (૧)

## નરસિંહ મહેતાઃ 'સંતો હમેરે વેવારિયા'

આ કાવ્યમાં નરસિંહ મહેતો કહે છે કે તે પોતેજ અને બધા સંતો 'રામનામ'ના વહેપારી છે. 'રામનામ'નો વહેપાર કરવા ગામેગામના લોક આવે છે. તે વસાણું કદિ ખૂટતું નથી. 'રામનામ'નું વસાણું રાજા કે ચોરોથી સુરક્ષિત છે. 'રામનામ' એજ તેમનું ખરૂં ધન છે. ભક્તોને આખું જગત પ્રભુમય લાગે છે.

આ કાવ્ય રૂપકકાવ્ય છે. કવિએ અહિં ભક્તોને વહેપારીઓ તરીકે વર્ણવ્યા છે, અને પ્રભુભક્તિને વસાણા તરીકે વર્ણવી છે. આ રીતે 'રામનામ'ના વહેપારની ઉત્તમતા કવિ ગાય છે અને આપણને 'રામનામ'નો વહેપાર કરવા—ભક્તિ કરવા—આમંત્રે .

રૂપક : ભક્ત=વહેપારી. ભક્તિ=લેવડદેવડની વસ્તુઓ, રામનામનું વસાણું. વહેપારીના ચોપડા=પ્રભુના નામની ચીઠ્ઠી. રામનામ કસ્તુરી જેટલું મોંઘુ છે.

(૨)

## નરસિંહ મહેતાઃ 'ભૂતળ, ભક્તિ પદારથ મોટું'

'સન્તો હમેરે વેવારિયા' એ કાવ્યમાં નરસિંહ મહેતાએ ભક્તિને વહેપાર સાથે સરખાવી છે, વળી આ કાવ્યમાં કવિ કહે છે કે ભક્તોને મોક્ષ કરતાં પણ ભક્તિ વધારે ગમે છે. પૃથ્વીની સપાટી ઉપર ભક્તિ સૌથી મોટું તત્વ છે. બ્રહ્મલોકમાં ભક્તિ નથી. કવિ તો ભક્તિ ખાતરજ ભક્તિ કરવાનું કહે છે. કવિને મોક્ષની પણ પરવા નથી. હરિના જન મુક્તિ નહિ પણ ભક્તિજ માગે છે. પ્રભુભક્તિનો મહિમા બહુ ઓછા માણસો જાણે છે.

ઉપરના બે કાવ્યો વાંચતાં જણાય છે કે નરસિંહ મહેતાનો ભક્તિનો આદર્શ નિઃસ્વાર્થ હતો. ભક્તિને ખાતરજ ભક્તિ કરે તેજ સાચો ભક્ત. મોક્ષ ન માગે એતો પ્રભુભક્તિમાંજ આનંદ માને.

(૩)

## દયારામ : "કેહે કિયે વિહારે રે"

આ કાવ્યમાં દયારામ આરામ, શાંતિ અને મોજમજાહ એટલે કે મોહનિદ્રામાં પડેલા મનુષ્યને સખ્ત ઠપકો આપે છે. અને તેને જીંદગીનો, ઇશ્વરે કૃપા કરી આપેલા મનુષ્યદેહનો સદુપયોગ કરવાનું કહે છે. નર્કની ખાણમાંથી બહાર નીકળી, મનુષ્યદેહ પામીને પ્રભુભક્તિ ન કરતાં અનેક ક્લેશને જન્મ આપનાર, કામ અને ધનમાં રચ્યા-પચ્યા રહેનાર માનવજીવને કવિ મોહનિદ્રામાંથી જાગવાની અને ભવબંધન તૂટે તેટલા માટે ભાવથી પ્રભુભક્તિ કરવાની શિખામણ આપે છે. મનુષ્ય-દેહનું સાર્થક તેના સદુપયોગમાં જ રહેલું છે.

(૪)

**સમયસુંદર : 'ધોબીડાનો સજ્ઝાય'**

સજ્ઝાય એટલે સ્વાધ્યાય. સ્વ એટલે પોતે અર્થાત્ આત્મા, તે આત્માના સંબંધી અધ્યયન તે સ્વાધ્યાય. ટૂંકમાં સજ્ઝાય એટલે (આત્માને)

શિખામણ. જૈનોમાં સાંજના પાપની માફીની પ્રાર્થના આચાર્ય પાસે ભણવામાં આવે છે. આ ક્રિયાને પ્રતિક્રમણ કહે છે. એ પ્રતિક્રમણ પુરૂં થઇ ગયા પછી કોઇએક વૃદ્ધ પુરૂષ ભકત જનોના મનને શાન્ત અને પવિત્ર કરવા એકાદ ભજન ગાય છે. આ ગીત તે સજ્ઝાય. જૈન સાહિત્યમાં આવાં અનેક ભક્તિગીતો છે, તે બધાં સજ્ઝાય નામે ઓળખાય છે.

આ સજ્ઝાયમાં કવિ મનુષ્યને ધોબી સાથે સરખાવે છે અને મનને ધોતીયા સાથે સરખાવે છે. મન એજ સર્વ દુઃખનું મૂળ છે માટે મનરૂપી ધોતીયાને કવિ જૈન ધર્મ રૂપી સરોવરમાં ધોઈ ને પવિત્ર કરવાનું કહે છે. મેલું મન આખા જગતને મેલું કરે છે–અશુદ્ધ કરે છે, માટે તેને જ શુદ્ધ કરવું રહ્યું. આપણી ગુજરાતી ભાષામાં જાણીતી કહેવત છે કે "મન ચંગા તો

કચેરાટમાં ગંગા.” કવિ મનને પવિત્ર કરવાનું કહે છે. કવિતાના મત પ્રમાણે જૈન ધર્મના સિદ્ધાન્તોના અભ્યાસથી, એટલે કે દાન, ધર્મ, તપ, અને ભાવ કેળવવાથી મન શુદ્ધ થાય છે. શમ, દમ વગેરે ગુણો મનુષ્યે કેળવી મનને શુદ્ધ કરવું જોઇએ, બ્રહ્મચર્યના નવ નિયમોનું પાલન કરી હિંસા, ચોરી, અસત્ય, વગેરે અઢાર પાપનો નાશ કરવો જોઇએ. પોતાનાથી થયેલા પાપના પશ્ચાતાપ અને પ્રાયશ્ચિત રૂપ દોષોની કબુલાત કરીને મનને નિર્મળ કરવું જોઇએ. અને શુદ્ધ થયેલા મનને છૂટું ન મૂકવું જેથી તે બગડતું અટકે. ટૂંકમાં કવિ અહિં મનને કાબુમાં રાખવાનો સદુપદેશ આપે છે.

તા. ક—પરીક્ષાની દષ્ટિએ આ કાવ્ય ઘણું અગત્યનું છે. આમાંથી કોઇપણ પંક્તિઓ પૂર્વાપર સંબંધ આપી સમજાવવાનું કહેવામાં આવે છે.

રૂપકઃ માનવી=ધોબી. મન=ધોતીયું, મનને સ્વચ્છ કરવા જૈનધર્મ રૂપી સરોવરમાં રહેલા તપ-જપ રૂપ પાણીનો ઉપયોગ કરવાનો છે. દાન વગેરે શુભ કર્મોને એ સરોવરમાં પેસવાનાં બારણાં ગણ્યાં છે. નવતત્ત્વને કમળનું રૂપ આપ્યું છે.

## ટુંક નોંધ :-

**નવ તત્ત્વ :**

(૧) જીવ, (૨) અજીવ, (૩) પુન્ય, (૪) પાપ, (૫) આશ્રવ, (૬) સંવર, (૭) નિર્જરા, (૮) બંધ. (૯) મોક્ષ.

## ( ૫ )

## પ્રાર્થન : કેશવલાલ

'પ્રાર્થન'માં સંસારરૂપી મહાસાગરમાં ભૂલો પડેલો કવિ પ્રભુને તેનો હાથ ઝાલવા (મદદ કરવા) કહે છે. મનુષ્યજીવનમાં ઇશ્વરની મદદ અનિવાર્ય છે. કવિ ઇશ્વરને જ પોતાનો તારણહાર ગણી તેના જીવનનાવનું સુકાન સોંપે છે. પ્રભુ એ જ

કવિનું સર્વસ્વ છે. કૃપાસાગર ઇશ્વર જ કવિનું શરણુ છે. કવિ પ્રભુને પ્રાર્થે છે કે આ ભવબંધનમાંથી તેને છોડાવવું એટલે કે સંસાર સાગરમાંથી તરીને પાર ઉતરવાનું બળ આપવાનું ઇશ્વર ચૂકશે નહિ. આ વખતે પ્રભુએ જરૂર તેના ભક્તને કોઇપણ જાતનું બહાનું કાઢયા સિવાય મદદ કરવીજ પડશે.

(૬)

## ઉપેન્દ્રાચાર્ય : છેલ્લી ક્ષણુ :

શ્રી ઉપેન્દ્રાચાર્ય તેમના ‘ છેલ્લી ક્ષણુ ’ નામના કાવ્યમાં મનુષ્યને વિપત્તિમાં નિરાશ ન થતાં ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી તેની ભક્તિ કરવાનું કહે છે. પ્રભુ પોતાના સાચા ભક્તને મદદ તો કરેછેજ. પરંતુ તે પહેલાં સાથે સાથે ભક્તની કસોટી પણ તે કરે છે. કસોટીમાંથી પસાર થયેલા ભક્તને છેક છેલ્લી ક્ષણે પણ ઈશ્વર મદદ કરે છે. કવિ કહે છે કે પ્રભુ તેના શ્રદ્ધાવાન ભક્તને બચાવ્યા સિવાય

રહેશે નહિ. પોતાની આ કથનની સાબીતી આપવા માટે કવિ કેટલાંક દૃષ્ટાંતો આપે છે. દ્રૌપદી, હાથી, નરસિંહ મહેતા, અજામિલ, ગોપીકાઓ અને માર્કંડ ને પ્રભુએ છેલ્લી ક્ષણે મદદ કરી હતી.

(૭)

## શ્રી મેઘાણી : થાકેલો :

ગુજરાતના રાષ્ટ્રશાયરનું માનભર્યું બિરુદ મેળવનાર કવિ શ્રી મેઘાણી આ કાવ્યમાં કહે છે કે જ્ઞાનનાં પોથાં ઉથલાવવાથી ઈશ્વર પ્રાપ્ત થતો નથી, કારણ કે જ્ઞાનનું ગુમાન ભક્તિની આડે આવે છે. ઈશ્વર શાથી પ્રાપ્ત થાય ? જ્ઞાનથી ? ભક્તિથી ? એ પ્રશ્નનો આ કાવ્ય બહુ સરસ ઉત્તર આપે છે. ઈશ્વર માત્ર જ્ઞાનથી મળતો નથી. ઈશ્વર ભક્તિથી રીઝે છે. ભક્તિ માર્ગ જ ઈશ્વર પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ માર્ગ છે.

આ કાવ્ય સ્વ. દેશબંધુ દાસ (ચિત્તરંજનદાસ)

ના એક અંગાથી ભજન ઉપરથી રચાયું છે. શ્રી. મેઘાણીની વિશિષ્ટતા એ જ છે કે તેમના અનુવાદો મૂળ કાવ્યોને પણ ટપી જાય તેવા હોય છે.

(૮)

ઉમાશંકર જોષીઃ ઝંખના.

'વિશ્વશાંતિ'ના જાણીતા કવિ શ્રી. ઉમાશંકર જોષી તેમના 'ઝંખના' નામના કાવ્યમાં પ્રભુદર્શન માટે કુદરતની તથા મનુષ્યની ઝંખના–તલસાટ વ્યક્ત કરે છે. કુદરતનો મનુષ્યનો તલસાટ વિશ્વવ્યાપી છે. સૂર્ય, ચંદ્ર, અસંખ્ય તારા, ભમતા અવધૂત, ગર્જતા સાગર, તલસતાં પંખી અને પ્રાણી, સરોવર, નદીનાં નીર, ડુંગરનો દવ આ સૌ કોઇ પ્રભુદર્શન માટે ઝુરે છે. જે ઇશ્વર સમસ્ત જગતમાં વ્યાપી ગયો છે તેને આંખની કીકીમાં સમાવવાના કવિને કોડ જાગ્યા છે. એનો પ્રાણ–બપૈયો (આત્મા) પ્રભુદર્શન માટે ઝંખના કરે છે.

# વર્ણન કાવ્યો અને કથા કાવ્યો

## ( ૧ )

### મહાકવિ પ્રેમાનંદ

(૧) યુદ્ધની તૈયારી

(૨) રક્ષાબંધન

(૧) પાંડવ કૌરવો વચ્ચે યુદ્ધ ચાલતું હતું. શ્રી કૃષ્ણ અર્જુનને લઈ પાતાળમાં ગયા હતા. આ સમય દરમ્યાન કૌરવોના ગુરૂ દ્રોણાચાર્યે અર્જુનપુત્ર અભિમન્યુને હણવાની પ્રતિજ્ઞા કરી. વીર અભિમન્યુ આથી ખૂબ ગુસ્સે થયો. ચક્રયુદ્ધ કરી ગુરૂ દ્રોણને મ્હાત કરવાની પ્રતિજ્ઞા લીધી. બીજેજ દિવસે યુદ્ધ થવાનું હતું. પ્રભાત થતાં પહેલાં અભિમન્યુ પોતાના મિત્ર–ક્ષત્રિય કુમારો સાથે ઉઠે છે અને યુદ્ધની તૈયારીઓ કરે છે. સુભદ્રાને અભિમન્યુ યુદ્ધમાં જાય તે ગમતું નથી. સુભદ્રા અને યુધિષ્ઠિર યુદ્ધમાં જવાનું મોડું થાય તેવી યુક્તિઓ કરે છે, કેમકે અભિમન્યુ

હજુ નાનો અને નવપરિણિત છે. અભિમન્યુને યુધિષ્ઠિર કુંતામાતાને પગે લાગવા મોકલે છે.

(૨) રક્ષાબંધન :

અભિમન્યુ કુંતાને પગે લાગે છે. કુંતા જુદા જુદા દેવોને અભિમન્યુના જુદા જુદા અંગભાગોની રક્ષા કરવાને પ્રાર્થે છે. આ રક્ષાની શક્તિ એવી બલવાન હોય કે જો તેને તોડી નાખવામાં ન આવે તો અભિમન્યુને કોઈ મારી શકે જ નહિ. આ રક્ષાની પ્રબળતાથી ગભરાઇ જઇ શ્રીકૃષ્ણ વિચારે છે કે જો આ રક્ષા અખંડ રહેશે તો તેને કોઇ કદિ મારી શકશે નહિ, અને કદાચ કોઇવાર એજ અભિમન્યુ તેમને પોતાને મારી નાખે. આથી શ્રીકૃષ્ણ તે રક્ષાને તોડાવવા એક યુક્તિ કરે છે. પોતે એક વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઈ અભિમન્યુને સામા મળે છે, અને કુંતાએ બાંધેલી રક્ષાની નિરર્થકતા જણાવે છે. અભિમન્યુને તે નિર્બળ છે

એમ કહી ખૂબ ઉશ્કેરે છે. લાગણીના પુરમાં તણાયેલો અભિમન્યુ રક્ષા તોડી નાખે છે. શ્રી કૃષ્ણની કુટિલ નીતિ આ રીતે સફળ થાય છે. શ્રી કૃષ્ણનું કપટ અભિમન્યુ સમજી શકતો નથી. બ્રાહ્મણનું રૂપ લઇ આવનાર તેના મામા શ્રીકૃષ્ણને તે ઓળખી શકતો નથી. અભિમન્યુ વીર છે પણ કુટિલ નીતિથી અજ્ઞાત છે. યુદ્ધ કરવા માટે અભિમન્યુ સમરાંગણ તરફ જાય છે પરંતુ સામેજ તેને તેની પત્ની ઉત્તરા ( ઓખા ) સામી મળે છે.

(૩)

**કવિ નર્મદ : સુરત**

'સુરત' માં કવિ પોતાની જન્મભૂમિ સુરતનું વર્ણન કરે છે. પોતાની જન્મભૂમિની પડતીથી કવિને શોક અને દુઃખ થાય છે. પહેલી વીસ લીટીમાં કવિએ શહેરને સ્ત્રી કલ્પી છે. એ વર્ણન શહેરની જગા અને લોકોને બંનેને લાગુ પડે છે. કવિ

સુરતની પડતી અને જાહોજલાલીનું વર્ણન કરે છે. બેહાલ થયેલા સુરતનું કવિ આબેહુબ ચિત્ર દોરે છે.

એવો પણ એક વખત હતો જ્યારે સુરતની જાહો-જલાલીનો પાર ન હતો, હિંદુસ્તાનના પશ્ચિમ કિનારે સુરત તે વખતે ખુબ અગત્યનું બંદર ગણાતું અને ધનના ભંડાર સુરતમાં જ હતા. પોર્ટુગીઝ, ફ્રેન્ચ, અંગ્રેજ અને વલંદા વગેરે પરદેશી પ્રજાઓએ ત્યાં વહેપારની કોઠીઓ સ્થાપી હતી. સુરતનાં બંદરમાં ચોરાસી પ્રજાઓના વાવટા ફરકતા, સુરતમાં બધુંજ હતું, ધંધાદારી લોક, કારીગર, નવાબ, બક્ષી, મીર, સરદારો, શેઠ અને સોદાગર, જાત્રાળુઓ, વખાર અને દુકાન, મહેલ, હવેલી અને ઘર, વાડી, વજીફા, બાગ, હાથી, ઘોડા, ઉંટ, પાલખી, રથના વાહન, સુરતની શોભા અપાર હતી. જુદા જુદા રાજ્યોના સૈન્ય અને સ્વારો ત્યાં શોભતા હતા. લોકો વહાણ અને મછવામાં સહેલ કરતા હતા. સુરતના કિલ્લા,

ડૉક અને ઓવારા ખૂબ આકર્ષક હતા. ખરે બપોરે પણ સુરતના ઘાટ સુના નહોતા. સોળમા અને સત્તરમા સૈકાનું સમૃદ્ધ સુરત આજે પુરૂં બેહાલ થયું છે. એ સોનાની સુરત આજે રડતી સુરત બની છે.

(૪)

## અતિજ્ઞાન : મણિશંકર ર. ભટ્ટ (કાન્ત)

'કાન્ત'ના ખંડકાવ્યો ગુજરાતી સાહિત્યમાં ખૂબ જાણિતા છે. 'અતિજ્ઞાન' પણ એવુંજ એક ખંડકાવ્ય છે. એ કાવ્યમાં કવિ એમ કહેવા માગે છે કે અતિજ્ઞાન એ પણ કોઈ કોઈ વાર ઉપાધિ રૂપ નિવડે છે. જ્ઞાનનો આવિષ્કાર ન કરવામાં આવે તો જ્ઞાનીની વ્યથા અસહ્ય થઈ પડે છે, અને જ્ઞાનીને પોતાની જાતનેજ ભૂલી જવા કોઈ માર્ગ શોધવો પડે છે. કેમકે, જ્ઞાનના ઉપયોગમાંજ જ્ઞાનની સફળતા રહેલી છે.

કૌરવો તરફથી જુગાર રમવાનું આમંત્રણ આપવા આવેલો દૂત યુધિષ્ઠિર પાસે જાય છે. મોટાભાઈ યુધિષ્ઠિર નાના ભાઈઓને પોતાની પાસે બોલાવી સર્વ હકીકત જણાવે છે, પણ સહદેવને તે સૌથી નાનો હોવાથી બોલાવતા નથી, અને કાંઈ પણ સમાચાર આપતા નથી. આ વસ્તુસ્થિતિ સહદેવ જાણી જાય છે. પોતે ત્રિકાળ જ્ઞાની હતો એટલે પાંડવોની હાર અને દ્રૌપદીનું માનભંગ વગેરે ભવિષ્યમાં થનાર બનાવોની જાણ થાય છે. પરંતુ સહદેવને ત્રિકાળ જ્ઞાન હોવા છતાં એક બંધન હતું, કે કોઈપણ વસ્તુને લગતું ભવિષ્ય કોઈ પૂછે નહિ ત્યાં સુધી ન કહી શકાય. આ રીતે સહદેવ પાસે જ્ઞાન છે પણ અહિં તો કોઈ તેની સલાહ પણ લેતું નથી, કે પૂછતું પણ નથી, જેથી સહદેવ સત્ય વસ્તુ કહી શકે; એટલે સહદેવને સુપ્રસિદ્ધ ત્રિકાલ જ્ઞાન (અતિજ્ઞાન) પોતાની પાસે હોવા છતાં તે જ્ઞાનને

ઉપયોગ કરવાની મના છે. તેનું જ્ઞાન જગતને ઉપ-
યોગી થઈ શકતું નથી, અરે ! તેના સ્વજનોને, તેને
પોતાને પણ ઉપયોગી થઈ શકતું નથી. આ અતિ-
જ્ઞાન નિષ્ફળ નિવડે છે તેથીજ સહદેવ મૂંઝાઈ જાય
છે. મૂંઝવણનો ભાર અસહ્ય લાગવાથી, પોતાના
અતિજ્ઞાનની અપૂર્ણતા પિછાની સહદેવ વ્યાકુળ બની
જાય છે. આ દુઃખની અસહ્યતામાં સહદેવને માથામાં
શૂળ આવે છે, અને એ અતિજ્ઞાનને મૂર્છામાં ગુપ્ત
કરવા કોઈ જલદ ઘેનની ઔષધિ પીને સહદેવ
બેભાન બને છે. તે જલદ ઔષધિની જલદ ગંધ-
થીજ સતી દ્રાપદી બેભાન થઇને પડે છે. ઔષધિની
અસર એટલી તીવ્ર હોય છે કે સહદેવને પોતાની
છાતીથી પ્યાલી ખસેડવા જેટલું પણ ભાન રહેતું નથી !

---

(૫)

## બુદ્ધનું ગૃહાગમન: દા. ખુ. બોટાદકર.

હિમાલયની દક્ષિણ તળેટીએ આવેલા કપિલ વસ્તુના રાજા શુદ્ધોદનને સિદ્ધાર્થ નામે એક કુમાર હતો. નાનપણથીજ તે ખૂબ દયાળુ અને કોમળ હૃદયનો હતો. ગૌતમબુદ્ધનું લગ્ન યશોધરા નામની એક ક્ષત્રિય રાજકન્યા સાથે થયું. એનાથી તેમને રાહુલ નામે એક પુત્ર થયો. સિદ્ધાર્થે આ જગતના માણસોને જરા, વ્યાધિ અને મૃત્યુથી પીડાતાં જોયા તેથી તેમના દુઃખ દૂર કરવાને તે પોતાના રાજપાટ માતાપિતા, પત્ની યશોધરા, પુત્ર રાહુલ વગેરેનો ત્યાગ કરી એક રાત્રે ચાલી નીકળ્યો. આ મહાન બનાવ બૌદ્ધ ધર્મશાસ્ત્રોમાં 'મહાભિનિષ્ક્રમણ ને નામે જાણીતો છે. વનમાં રહી તપ કરી જરે દિવસે સિદ્ધાર્થે બુદ્ધત્વ પ્રાપ્ત કર્યું અર્થાત્ બોધ પામ્યા—જ્ઞાની કહેવાયા તેથી તે બુદ્ધ તરીકે પ્રખ્યાત

થયા. બુદ્ધ થયા પછી રાજા શુદ્ધોદને પોતાના પ્રિય-પુત્રને રાજધાની કપિલવસ્તુમાં આવવાનું આમંત્રણ આપેલું હોવાથી બુદ્ધ પોતાના નગરમાં તે છોડયા પછી પહેલીજ વાર આવે છે. એ પ્રસંગ આ કાવ્યમાં વર્ણવ્યો છે, તેથીજ આ કાવ્યને બુદ્ધનું ગૃહાગમન કહેવામાં આવ્યું છે.

પોતાના શિષ્યમંડળ સાથે બુદ્ધ નગર તરફ આવે છે. લાગણીથી બુદ્ધનું હૃદય ભરાઈ જાય છે. યશોધરા વગેરે તેને યાદ આવે છે. આંખમાં આંસુ આવે છે. આ ભાવ વૈરાગ્ય જોડે વિરોધમાં આવે તેવો મોહ કે મમતાનો નથી પણ જ્ઞાનીઓનાં હૃદયમાં ઉભરાતો સાત્વિક ભાવ છે. પ્રજાજનોનાં ભાવભીના વંદન સ્વીકારતો બુદ્ધ નગરમાં પ્રવેશે છે. બુદ્ધ યશોધરાના નિવાસ તરફ જાય છે. યશોધરા બુદ્ધનું સ્વાગત કરે છે. બુદ્ધ યશોધરાને પગે પડે છે. પછી બુદ્ધ યશોધરાને ચરણે અમુલી ભેટ ધરે છે. આ ભેટ

તે જગતની સેવા, સહાનુભૂતિ, દયા, ક્ષમા, જ્ઞાન, ત્યાગ અને પ્રેમ. આ રીતે બુદ્ધને યશોધરાનો દંપતિ-પ્રેમ વિશ્વપ્રેમમાં પરિણમે છે. આમ બુદ્ધ વિશ્વપ્રેમની ભાવના રજૂ કરે છે. બુદ્ધની ત્યાગની ભાવનાનો પ્રેમની ભાવના જોડે વિરોધ નથી આવતો. સ્વાર્થી મમતાનો ત્યાગ કરી બુદ્ધ સકલ વિશ્વને બંધુભાવનાના રંગે રંગે છે. વિશ્વબંધુત્વ–Universal Brotherhood ની અમર ભાવનાનો મહામૂલો પાઠ જગતને શીખવે છે.

## (૬)

## સાતતાળી : ચંદ્રવદન મહેતા

'સાતતાળી' કાવ્યમાં એક વૃદ્ધ એક બાળકને સાતતાળીની રમત રમાડે છે. એક બાળકને સાતતાળીઓ આપવી શરૂ કરે છે. દરેક તાળી આપતો જાય છે તેમ તેમ તેના જીવનનો ભૂતકાળ તેના અંતર સમક્ષ ખડો થાય છે, તદ્દન બાળપણના

દિવસો, બાળપણ, યૌવન, વગેરે–એ વૃદ્ધ છ તાળીઓ આપે છે. છઠ્ઠી તાળી આપતાં તેનું હૃદય દ્રવી જાય છે. જગત અનેક મૂંઝવણોથી ભરેલું છે તેવી તેને ખાત્રી થઈ છે. ભરેલા હૃદયે એ બાળકને છેલ્લી અને સાતમી તાળી આપે તે પહેલાં મૃત્યુ તેને પોતાની પાસે ખેંચી લે છે. વૃદ્ધ પોતાની અંતતાળી–મૃત્યુનો સાદ સાંભળે છે. મૃત્યુ તેને ભરખી લે છે. જીવનની છેલ્લી તાળી–અવસ્થા–એટલે મૃત્યુ, એમ કહેવાનો કવિનો ઈરાદો છે.

(૭)

## તકલી અને મોરલી : સુંદરમ્

'તકલી અને મોરલી' શ્રી. સુંદરમ્‌નું એક સુંદર ગેયકાવ્ય છે. શ્રી સુંદરમ્ અહીં તકલી અને મોરલીની સરખામણી કરે છે.

મોહનના–શ્રીકૃષ્ણના મહેલમાં એક પરોઢે

તકલી અને મોરલી લડી પડે છે. "તું નઠારી હું સારી" એમ બોલી બંને તકરાર કરે છે અને આખરે ભગવાન કને બેઉ ફરીઆદ લઈ જાય છે. ભગવાન પાસે તકલી અને મોરલી ન્યાય માગે છે. મોહન ન્યાય આપે છે, અને કહે છે; "તમે ગાળા-ગાળી ન કરશો. તમારામાંની એક (મોરલી) મારે હોઠે રહે! અને બીજી (તકલી) હાથે રહે! મ્હારે હૈયે બંને ભેગાં મળી આનંદ કરો." તકલીને જોતાં કાર્ય-Work યાદ આવે છે, જ્યારે મોરલીને જોતાં સંગીત અને આનંદ-Joy યાદ આવે છે. કવિનો કહેવાનો ભાવાર્થ એવો છે કે જીવનમાં કાર્ય અને આનંદ બંને હોવાં જોઇએ. કાવ્યનો એકજ ધ્વનિ અને તે "Work and be merry."

---

(૮)

## શસ્ત્રસંન્યાસ : સુંદરજી બેટાઇ

શસ્ત્રસંન્યાસ એટલે શસ્ત્રનો ત્યાગ, શસ્ત્રનો ત્યાગ કરી કોઈપણ મનુષ્ય કે પ્રાણીનો શસ્ત્ર વડે સંહાર ન કરવો તે. શ્રીકૃષ્ણે તેમની દિવ્ય દૃષ્ટિથી જોયું કે ભવિષ્યમાં એક મહાન યુદ્ધ થનાર છે. આ સાથે જ તે યુદ્ધમાં થનાર હિંસા અને વિનાશનો તેમને ખ્યાલ આવ્યો. આ ભયાનક વિચારથી તેમનું હૃદય કંપી ઉઠયું અને તેમને મહાભારતના યુદ્ધમાં થનાર સંહારને તેમની કલ્પનાસૃષ્ટિમાં નિહાળ્યો. શ્રીકૃષ્ણનું હૃદય દગ્યું અને તેમણે મહાભારતના યુદ્ધમાં શસ્ત્ર નહિ લેવાની પ્રતિજ્ઞા કરી. ટૂંકમાં, કવિએ આ કાવ્યમાં અર્જુનને હિંસાના કાર્યમાં પ્રેરનાર શ્રીકૃષ્ણને અહિંસાનું વ્રત લેતા દર્શાવ્યા છે. તેમાં મહાત્મા ગાંધીજીના અહિંસાવાદની સ્પષ્ટ છાયા છે. આખુંએ કાવ્ય વર્ણનાત્મક છે. છતાંયે

તેના ભાવ અને શ્રીકૃષ્ણનું મનોમંથનનું આલેખન બહુ ઝીણવટ ભર્યું છે. કાવ્યમાં આછો કરુણરસ છે. આખાએ કાવ્યની બે અમર પંક્તિઓ તે,

"ધોવાશે રક્તની ધારે પાપની કાલિમા કદી ?
આત્મનાં બન્ધનોને શું છેદશે કદિ યે અસિ ?"

(૯)

## આંધળી માનો કાગળ : ઈન્દુલાલ ગાંધી

'આંધળી માનો કાગળ' એ અત્યારના એક યુવાન પુત્રથી વિસરાઈ ગયેલી વૃદ્ધ માતાના હૃદયની વ્યથાનો સુંદર આલેખન કરે છે.

એક વૃદ્ધ માતા છે. તેનો પુત્ર ગીગુભાઈ મુંબઈ નોકરી કરવા ગયો છે. પાંચ વર્ષથી તે મુંબઇ રહે છે, પણ માને તેણે એક પત્ર લખ્યો નથી. તે ગીગુને આ વૃદ્ધ માતા પોતાના પુનમચંદ નામના એક પાડોશી પાસે એક પત્ર લખાવે છે. તે પત્રમાં માતા તેના પુત્ર ગીગુને શરીર સાચવવાની અને

પૈસો ન ઉડાવવાની સલાહ આપે છે. તે ઉપરાંત મુંબઈના શહેરીજીવનનો અને વૃદ્ધ માતા જે ગ્રામ્ય-જીવન જીવી રહી છે તેનો સુંદર તફાવત-Contrast કવિ આપણને આપે છે.

(૧૦)

## શૈશવનાં સ્મરણો : અમીચંદ કાણુકિયા

આ કાવ્યમાં કવિ તેમના બાલપણુની અનેક નિર્દોષ ગમતોનો ઉલ્લેખ કરી છેવટે પ્રશ્ન કરે છે કે શું એ બાલ્યકાળ ફરી નહિ આવે? તેમના એ બાલજીવનમાં માતપિતાની શીળી છાયા હતી, સરખે સરખા દોસ્તો હતા, કવિ કલ્પનાજંગલમાંજ વિહાર કરતા. બાલપણુમાં હૃદય બીલકુલ નિર્મળ હતું, જગતમાં ઉભરાતાં દુઃખોનો જરાપણુ ખ્યાલ ન હતો. માતાના સ્નેહામૃતમાં કવિ જે કાંઈ દુઃખ હોય તે પણુ ભૂલી જતા. આજે જ્યારે એ બાલપણુ કવિને યાદ આવે છે ત્યારે તેમની આંખમાંથી આંસુ ખરે

છે. કવિ માત્ર પ્રશ્ન પૂછે છે કે એ મધુર બાલ્યકાળ ફરી નહિ આવે? કવિને તેમનું બાલપણુ કોઈ પાછું નહિ આપી શકે? ફરીથી કદિયે પાછું નહિ આવનાર બાલપણુ પર કવિ આંસુ સારે છે.

જૂથ : ૩ : પ્રકીર્ણ

(૧)

કવિસ્તુતિ : અખો

આ કાવ્યમાં અખો પોતાની પહેલાં થઈ ગયેલા મહાકવિઓની પ્રશંસા કરે છે અને કહે છે તેમની આગળ અખો કાંઈ હિસાબમાં નથી. મહાકવિઓ સૂર્ય જેવા છે. અખો તેમની આગળ આગિયા જેવો છે. મહાકવિ ગંગા નદી જેવા છે તો અખો માત્ર એકાદ નાનો ઝરો છે. કલ્પવૃક્ષસમા મહાકવિઓ આગળ અખો નિરૂપયોગી બોરડી જ છે. પારિજાતક શા એ મહાકવિઓ આગળ અખો નિરૂપયોગી અરણિ જેવો છે. ગરૂડ આગળ જેવી ટીટોડિ, સમુદ્ર આગળ કૂવો, વરસાદ પાસે ઝાકળ અને ઘી પાસે જેવું તેલ તેજ

પ્રમાણે મહાજ્ઞાની, વેદાન્તી મહાકવિઓ આગળ અખો એક સામાન્ય કવિ માત્ર છે. શ્રેષ્ઠ ચંદન જેવા મહાકવિઓ આગળ અખો કંટક ભર્યા કેરડા જેવો છે, રસકૂપિકા પાસે અખો સામાન્ય જળાશય જેવો છે, પારસમણિના જેવા તેજસ્વી એ મહાકવિઓ આગળ અખો શા હિસાબમાં?

ઉંડા જ્ઞાનવાળા વેદાન્તી પાસે પામર અખાની વિદ્યોપાસના શા ગણત્રીમાં?

સામાન્ય રીતે જૂની પેઢીના કવિઓ પોતાના ગ્રંથની શરૂઆતમાં આવા નમ્ર વચન બોલે છે. અખો કહે છે કે પોતે ચેતન વગરની લાકડાની પૂતળી જેવો છે. જેમ ઇશ્વર તેને દોરે છે તેમ તે જાય છે.

(૨)

## સૂક્ષ્મસાન્દર્યનું પૂજન : નરસિંહરાવ

પ્રકૃતિસૌન્દર્ય એ નરસિંહરાવની કવિતાનો પ્રિય વિષય છે. કવિ સૌન્દર્યના પૂજક છે. આ

કાવ્યમાં કવિ આપણુને તેમની સૌન્દર્ય દષ્ટિની ફિલસુફીનું દર્શન કરાવે છે. કવિ સ્થૂલ સૌન્દર્યના નહિ, પરંતુ સૂક્ષ્મ સૌન્દર્યના પૂજક છે. કવિની સૌન્દર્ય પૂજા નિષ્કામ છે. ટૂંકમાં, કવિ સ્થૂલ સૌન્દર્યના ઉપાસક નહિ પરંતુ દેહતત્વ અને સ્પર્શથી પર એવા સૂક્ષ્મ સૌન્દર્યના પૂજક છે. સૂક્ષ્મ સૌન્દર્યના કવિના પૂજનો સફળ થાય કે અફળ જાય તેની જરાપણ દરકાર કવિને નથી. કવિ તો ફક્ત નિષ્કામ પૂજન જ કરી જાણે છે. કવિના જ શબ્દોમાં કહિએ તો.

" અમૂલ્ય મુજ પૂજનો વિરલ સૂક્ષ્મ સૌન્દર્યનાં,<br>
થજો સફળ, ના થજો, ફળ તણી નથી કામના. "

(૩)

## અમારી ગુજરાત : અરદેશર ફ. ખબરદાર

ગુજરાત ઉપર શ્રી. ખબરદારે અનેક કાવ્યો લખ્યાં છે. ગુર્જરગિરાને પોતાની કરી લેનાર અને

ગુજરાતી સાહિત્યમાં પોતાનો નાનો સુનો નહિ એવો અગત્યનો ફાળો આપનાર આ પારસી કવિ આ કાવ્યમાં કહે છે "ગુજરાત અમારી નથી, એમ કોણ કહી શકશે ?" કવિ પોતાની ગુજરાત-માત ચરણે પોતાના પ્રાણની બિછાત કરવા પણ તૈયાર છે. એમને તો ગુજરાતના નામની જ જયઘોષણા કરવી છે. કવિ ગુજરાતના દુઃખે દુઃખી અને સુખે સુખી છે. મોંઘો એવી પોતાની ગુજરાતને માટે કવિ દુનિયા ડોલાવવા અને સાગર શોષાવવા તૈયાર છે. કોણ કહેશે કે ગુજરાત કવિનું નથી ? પ્રશ્નનો જવાબ એજ છે કે ગુજરાત સદાકાલ કવિનું જ છે.

(૪)

## ચન્દ્રમા ! શાને ઉગ્યોરે ? : જયમનગૌરી પાઠકજી

સામાન્ય રીતે આનંદ અને ઉલ્લાસમાં તરબોળ કરી દેતા ચન્દ્રને જોઈ કવયિત્રીના હૃદયમાં વિષાદની છાયા પ્રગટે છે. કવયિત્રીને ચંદ્ર ઉગ્યો તે ગમતું

નથી. આ કાવ્યમાં કવયિત્રી ચંદ્રના સુખમય જીવનનો મનુષ્યના દુઃખમય જીવન સાથે વિરોધ રજૂ કરે છે. આખું એ કાવ્ય વિષાદમય છે.

ચંદ્રમા ઉગ્યો તે કવયિત્રીને નથી ગમતું કેમકે ચંદ્ર ઉંચે આકાશમાં વસે છે જ્યારે કવયિત્રી નીચે પૃથ્વી ઉપર રહે છે. ચંદ્રમાં આશા છે; માનવજીવન (જેમાં કવયિત્રીનો પણ સમાવેશ થાય છે તે) શોક પૂર્ણ છે. ચંદ્રમાં અમૃતની ઠંડક છે. કવયિત્રીના જીવનમાં શોકાગ્નિ છે. ચન્દ્રના જીવનમાં વૃદ્ધિ પછી ઘટવાનું અને ફરી પાછી વૃદ્ધિ છે. જ્યારે માનવ જીવનમાં–કવયિત્રીના જીવનમાં–વૃદ્ધિ પછી મૃત્યુ છે. ચન્દ્રમાં પ્રકાશ છે કવયિત્રીનું (માનવનું) જીવન જગતની માયાના અંધકારથી છવાઈ ગયું છે. એટલા માટે જ ચંદ્ર ઉગે છે તે કવયિત્રીને ગમતું નથી.

(૫)

ઉદધિને : રા. વિ. પાઠક (શેષ)

આ કાવ્ય ઉદધિને (સાગરને) સંબોધેલું છે.

કવિને સાગર પ્રત્યે માન છે કેમકે સાગર પોતાની અંદર રહેલો અગ્નિ બહાર ન દેખાવા દેતાં પોતાની અંદર જ ઢાંકી દે છે; અને બહાર તો ફક્ત સ્મિતની લહરી જ ધારણ કરે છે. અર્થાત્ પાણીના ઉછળતાં મોજાં રૂપી હાસ્ય જ બહાર દેખાય છે. પરંતુ આથી પણ વધારે માનભરી અને અજાયબ પરિસ્થિતિ કવિને તો એ લાગે છે કે સાગર આટલો બધો મહાન હોવા છતાં, સૂર્ય, ચંદ્ર વગેરે ગ્રહો સાથે બાથ ભીડતો અને તેઓની મશ્કરી કરતો હોવા છતાં ઘણી જ હલકી નાની નાવડીને પણ પોતાની સપાટી ઉપર ધારણ કરે છે. મોટાના ઉપહાસ સાથે નાજુકની કદર અને દરકાર સાગરમાં છે.

"કાવ્ય ઉદધિને સંબોધેલું છે. તેમાં વર્ણન ઉદધિનું છે પણ તેમાં ઈશ્વરનો ધ્વનિ છે. ઇશ્વરમાં અતુલ બલ, ભીષણતા અને સંહારકતા સાથે એક નાજુકમાં નાજુક વસ્તુ માટેની કદર અને દરકાર પણ છે" (શેષના કાવ્યોઃ ટીપ્પણ)

(૬)

## પડતી : શયદા :

આ કાવ્યમાં આપણને કવિ હિંદની પડતીનું ખરૂં કારણ આપે છે. કવિ કહે છે કે પડતીનું ખરૂં કારણ કુસંપ છે. કવિની કલમ થરથરે છે. કવિ કહે છે કે આપણી પડતી મુસલમાનોની ધર્માંધતાને લીધે થઈ છે તો તે માન્યતા ખોટી છે, કેમકે જે મુસલમાન રાજાઓ હિંદ ઉપર રાજ્ય કરી ગયા તેમણે હિંદની આબાદી ઈચ્છી છે અને હિંદને પોતાનું ગણ્યું છે. હિંદની પડતી માટે મુસલમાનને જવાબદાર ગણવા એ તો એક તરફી નિર્ણય છે. પડતીનું ખરૂં કારણ આપણામાં ચાલી રહેલો કુસંપ છે. માટે તે સંબંધી પહેલાં વિચાર કરવો જોઇએ. આખાય કાવ્યમાં કવિનો પોતાની માતૃભૂમિ હિંદ પ્રત્યેનો પ્રેમ ઉછાળા મારે છે. આ કવિએ હિંદ વિષે બીજાં ઘણાય કાવ્યો લખ્યાં છે. અને એ

બધાનો એકજ પ્રધાનસૂર છે અને તે એ કે હિંદની પડતી કવિના હૃદયમાં અનેક દુઃખો અને શોક ઉપજાવે છે.

(૭)

## ખરતો તારો : દેશળજી પરમાર.

કવિ આપણને એક ખરતા તારાની કથા કહે છે. તારા અને અંધકાર વચ્ચે ભયંકર યુદ્ધ થાય છે. એ ભીષણ અંધકાર સામે લડતાં લડતાં તારો ખપી જાય છે, ખરી જાય છે. ખરતા તારાને જોઇને અજ્ઞાન માનવીઓ તેનો ઉપહાસ કરી " આ એક પથ્થર આખરે ખરી પડયો " એવું કહે છે. લોકો આવું કહે છે, કેમકે તે અજ્ઞાન માનવીઓ છે. ખરૂં જોતાં એ તારો અંધકાર સાથે લડતાં લડતાં મૃત્યુ પામ્યો છે એટલે તેણે જે કાંઈ આત્મભોગ આપ્યો તે બીજાને માટે દૃષ્ટાંત રૂપ છે, અનુસરવા યોગ્ય છે. આવું હોવાં છતાં લોકો તો તે ખરતા તારાને

પથ્થર પડયો કહી નિંદે છે. પરંતુ આવી કોઈ તારક વ્યક્તિના ત્યાગને લીધે જ આખા જગતના માનવિઓનો વિકાસ છે. જે પ્રમાણે તારો અંધકાર સામે લડે છે તે જ પ્રમાણે જગતના મહાન ક્રાન્તિકારી પુરુષો પણ જગતના અંધકારને દૂર કરવા તેની સામે લડે છે. અંધકારને દૂર કરવાનો માર્ગ જેમ તારો બતાવે છે તેમ આ જગતના અંધકારને દૂર કરવાનો માર્ગ એ મહાન ક્રાન્તિકારી પુરુષો બતાવે છે. તેમના બલિદાન વડે જ જગતનો ઉદ્ધાર અને ઉન્નતિ છે. આ પરીસ્થિતિ હોવા છતાં પણ જે પ્રમાણે તારો નિંદાને પાત્ર થાય છે તે જ પ્રમાણે આવા મહાન પુરુષો લોકનિંદાને પાત્ર થાય છે. જગત ભૂલી જાય છે કે આવી જ કોઈ વિભૂતિના ત્યાગમાં, એનાજ બલિદાનમાં જગતનો સાચો ઉદ્ધાર રહેલો છે,

(૮)

## ભગ્ન સ્વપ્નની નાવ : સ્નેહરશ્મિ.

"કવિ કહે છે કે મારી નાવને કોણ પાર ઉતારશે? યુગોના અંધકાર એને ચોગમ વીંટી વળ્યાં છે. કુદરત તરફથી સહાયની તો આશા જ ક્યાં? પણ તેતો બધી રીતે પ્રતિકૂળ થઈ બેઠી છે! ભાવિ અંધકારમય છે. ભૂત કોઇ ભયંકર ઓથારની જેમ પ્રાણને રૂંધે છે, અને વર્તમાન સ્થિતિ તો એ છે કે અધડૂંખી દીવાદાંડી ઉપર આશા મોત પછાડ ખાઇ રહી છે. વળી એ નાવમાં હીરા, માણેક અને મોતી હોતતો કોઇકે તેને પાર કરવા પ્રેરાત. તેમાંતો ભગ્ન-સ્વપ્નના તુટેલા ટુકડાઓ ભર્યા છે એવી નાવને કોણ પાર ઉતારશે?"

(૯)

## પક્ષીના વ્યોમવિહાર ઉપર : પતીલ

આ કાવ્યમાં કવિ કોઇએક પક્ષીને જોઇ તેને

આકાશમાં ઉત્સાહથી ઉંચે ઉડવાની સલાહ આપે છે, કેમકે આ જગતમાં હાનિ, હિંસા અને પાપ છે. કવિ પક્ષીને કહે છે કે કોઈ પાપી તને મારવાને જ તલપે છે માટે તારે તો આકાશમાં ઉડવું તેજ સુખદાયી છે. પક્ષીના પાક દીલની અને ફંદ વગરની નિર્દોષતાની જગતને કદર નથી પક્ષી તો નબળું છે, બળવાનો નબળાંઓની કદર કરી શકતાં નથી, જોકે તેઓ નબળાંઓના ઉપર જ પોતાના નિભાવ માટે આધાર રાખે છે. બળવાનો પોતાનો દાવ સાધી લે છે, જ્યારે આ નિર્બળ પ્રાણીઓ પોતાનો દાવ જતો કરે છે. કવિ કહે છે કે જગતનો ઇતિહાસ આમજ રચાયો છે. નબળાંઓને અને નિર્દોષને કચરી નાખીને જગતના રાજ્યો આગળ વધે છે. બીજાને ગુલામ કરી કે બીજાનો કોળીયો કરી જઈ આખું જગત, જગતના માનવીઓ અને મહારાજ્યો જીવે છે. આ પરિસ્થિતિ કવિને ઘણી દુઃખદ લાગે છે.

---

# સમીક્ષા

## ગદ્યવિભાગ

### (૧)

### ગુજરાતીભાષાનું ઐક્ય : નવલરામ

'બાર ગાઉએ બોલી બદલાય' એ જૂની કહેવતના તાત્ત્વિક અર્થમાં કાંઇક સત્ય છે. દા. ત. કાઠીઆવાડનો કોઈ પણ વતની ગુજરાતમાં આવે તો તેની બોલીમાં પ્રાંત્ય શબ્દો, ઉચ્ચારના લહેકા અને વ્યાકરણના ભેદ ચોક્કસ માલમ પડે છે. લીપી અને ભાષા એની એ હોવા છતાં એ બધું તદ્દન નવું જ માલમ પડે છે. લોકો જેમ જેમ જંગલી હોય છે તેમ તેમ ભાષાભેદ વધારે માલુમ પડે છે. અરસ્પરસનો ઓછો સહવાસ એ પણ ભાષાભેદનું કારણ છે. વ્યાકરણના નિયમો અને

અંધમમત્વ કરતાંયે ભાષાભેદને ઉચ્ચારણભેદથી વધુ વેગ મળ્યો છે.

શુમારે સાતસેં આઠસેં વર્ષ પહેલાં ગુજરાતી ભાષા પ્રાકૃતને નામે-પંજાબ, સિંધ, કચ્છ, મેવાડ, મારવાડ, વ્રજ, ખાનદેશ, ઊડિયા અને છેક બંગાળ સુધી પહોંચી ગઈ હતી. હજુ પણ ઊડિયાની ભાષા તો ગુજરાતીને બહુજ મળતી છે. ગુજરાતી કે હિંદી ભાષા 'અપભ્રંશ તરીકે ઓળખાતી પરંતુ મુસલમાનોના આગમનથી ભાષાઐક્ય પણ છેદાયું. દેશમાં લૂંટફાટ અને મારફાડના પરિણામે લોકોમાં નાસભાગ થઇ રહી અને બધા પોતપોતાના પ્રાંતમાં ગોંધાઈ રહ્યા. પરસ્પરનો સહવાસ બંધ થયો. લોકો પોતપોતાના પ્રાંતોમાં ભરાઈ રહ્યા પ્રાંતભેદ દાખલ થયો અને ગુજરાતી, કચ્છી, મેવાડી મારવાડી, પંજાબી, વ્રજ વગેરે ભાષાઓ જન્મ પામી

**ભાષાઐક્યનાં કારણો :-**

જેમ લોકોમાં સહચાર વધુ અને પ્રાંતભેદ ને

અંધમમત્વ ઓછું તેમ ભાષાનું ઐક્ય સુદૃઢ અને સુઘડ બને એ દીવા જેવું છે. સેંકડો વર્ષ થયાં ગુજરાતી ભાષાનું ઐક્ય થઈ ચૂક્યું છે. નરસિંહ મહેતા, ભાલણ, ભીમ, પ્રેમાનંદ, શામળ અને દયા-રામ—ગુજરાતના જુદા જુદા ભાગના કવિઓ હોવા છતાં—સર્વમાન્ય ભાષામાં જ પોતાનાં કવનો લખી ગયા છે. **અંધમમત્વ મુકી દેવાથી ભાષા-ઐક્ય સધાય છે.** રાજકાજ, વેપાર રોજગાર, ધર્મવિદ્યા વગેરે માટે પરસ્પરનો પરિચય પણ ભાષા ઐક્યનાં કારણરૂપ છે. સાતમા અને આઠમા સૈકા પર અપભ્રંશ તરીકે ઓળખાતી ગુજરાતી ભાષા છેક પંજાબ, સિંધ, કચ્છ, મેવાડ, વ્રજ, ખાનદેશ ઊડિયા અને બંગાળ સુધી ફેલાઈ હતી તે આપણી ભાષાના ઐક્યનો જ્વલંત પૂરાવો છે. પ્રાચીન ભાષાના અર્વાચીન શોધકોએ એ સિદ્ધ કર્યું છે. મુસલમાનોના આવતાં આપણું ભાષાઐક્ય

છિન્નભિન્ન થયું હતું તે પાદશાહી બંધાતાં એકમેક થયું અને પંદરમા સૈકાથી દયારામના સમય સુધી કવિઓ, કથાભટો અને ભજનમંડળીઓદ્વારા તે વધારે દૃઢીભૂત થયું.

**સરકારી નિશાળો, છાપખાના અને રેલ્વે**–આ ત્રણ આપણી ભાષાનું ઐક્ય કરનાર મુખ્ય સાધનો છે. રેલ્વેમાં મુસાફરી કરનારા લોકો સ્વાભાવિક રીતે પ્રાંતભેદ ભૂલી જઈ સામાન્ય ભાષા શીખે છે અને પુસ્તકો તેમજ ચોપાનિયાં પણ એક સામાન્ય ભાષામાં લખાઈને બહાર પડે છે. નિશાળમાં પણ ગરીબ અથવા તવંગર લોકોના સંતાનો એક જ ભાષાદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરે છે. મુંબઈ, સુરત ભરૂચ, અમદાવાદ, ભાવનગર, રાજકોટ, જૂનાગઢ જેવાં દરેક શહેરમાં વસતા લોકોની ભાષામાં–ઉચ્ચારણ અને લહેકામાં–એટલું બધું સામ્ય હોય છે કે માત્ર બોલી ઉપરથી તેમનું વતન પારખી શકાય છે.

# ૨. ગુણસુંદરી : ગોવર્ધનરામ

## કારભારી વિદ્યાચતુર અને તેની પ્રજા

વિદ્યાચતુર અને તેનું કુટુંબ ગામની વસ્તી ઉપર મમત્વ ધરાવતું હતું અને ગામના લોક પણ તેમના પ્રત્યે અથાગ ચાહના રાખતા. તેની સ્ત્રી ગુણસુંદરી માટે સઘળી જ્ઞાતિના લોકો અર્ધાં અર્ધાં થઈ જતા. પ્રધાન વિદ્યાચતુર ગામલોકો પાસે વેઠ કરાવતો નહિ. આથી કરીને તે તેના હાથ નીચેના અધિકારીઓને ઉદાહરણ રૂપ થઈ પડયો હતો. વસ્તીનો મોટો ભાગ કણબીનો હતો. તેઓ ઉદ્યમી અને હિંમતવાન હતા. થાણદારો અને વહીવટદારો સાથે હળીમળીને રહેતા. અધિકારીઓના સહવાસથી તેમનામાં હિંમતનું બીજ રોપાયું હતું.

ગામમાં વાણિયા બ્રાહ્મણની વસ્તી હતી. વાણિયા શાહુકારો ખેડુતોને દ્રવ્ય ધીરતા. ખેડુતો કંઈક ભણેલા હોવાથી, અધિકારીઓની શિખામણથી, કંઈક વિદ્યા-

ચતુરના ઉત્તેજનથી, તો કંઇક ઉચ્ચવર્ણની દેખાદેખીથી તેઓ તથા જમીનદારો, તથા ગામલોકો ખોટા ન્યાતવરા બંધ કરીને પોતપોતાના ધંધાને ખીલવવામાં મૂડી રોકવા લાગ્યા. પોતાના ઉપર કરબોજો ઓછો હોવાથી લોકો વિદ્યાચતુરનો આભાર માનતા. ખેતીના સુધારા માટે ખેડુતો ભણતરનો ઉપયોગ કરવા લાગ્યા.

કર ઘટવાથી દુકાળના સમયે રાજ્યની સહાયની લોકોને જરૂર પડતી નહિ. લોકોપયોગી કામો જેવાં કે કૂવા, વાવ, ધર્મશાળાઓ, ચોતરા, તળાવો વગેરેના બાંધકામના ખર્ચ માટે લોકો જરૂરી નાણું ખર્ચવાને તૈયાર હતા. આ બધું વિદ્યાચતુર જેવા શાણા સચિવને આભારી હોઈ લોકો તેના ઉપર ખૂબ પ્રેમ રાખતા અને વિદ્યાચતુર પણ તેનો યોગ્ય બદલો વાળવા સદા તત્પર રહેતો.

### વિદ્યાચતુરનું પાત્રાંકન

વિદ્યાચતુર મનહરપુરીનો શાણો અમાત્ય હતો.

મનહરપુરીના સુખમાં પોતાનું સુખ અને મનહરપુરીની શાંતિમાં તેની શાંતિ અને તેના વિકાસમાં પોતાની ઉન્નતિ તેને જણાતી હતી. ગામલોકો પાસે વેઠવૈતરૂં ન કરાવવા તરફ તેનું લક્ષ હતું. તે જાણતો હતો કે પ્રજા ઉપર કરવેરો ભયંકર છે. રાજ્યના ભંડારમાં પડી રહેતો વધારો એ પ્રજાના ભંડારમાંથી ચલાવેલી એક જાતની લૂંટ જ છે એમ તે માનતો હતો. તે સારો રીતે સમજતો હતો કે રાજાઓ એવા પૈસાનો દુર્વ્યય કરતા. રાજ્યના ખજાનામાં દ્રવ્યના વધારાથી માત્ર રાજાનું પોતાનું જ મન ચસકે છે એટલું જ નહિ પરંતુ વિદેશી રાજાનો પણ ડોળો એ રાજ્ય ઉપર ઠરે છે. પ્રજાનો ભંડાર રાજ્યને જ્યારે જોઇએ ત્યારે મળી શકે પણ રાજ્યનો ભંડાર કાંઈ પ્રજાને પાછો મળતો નથી, માટે જરૂર પડે ત્યારે જ કર વધારવો અને અર્થ સરે કર ઓછો કરી લોકોની પ્રીતિ અને વિશ્વાસ મેળવવાનું અને પ્રજાના ભંડારનેજ

રાજ્યની નિર્ભય બેંક સમજવાનું એ મણિરાજને પ્રસંગોપાત સમજાવતો. રાજા પણ શાણા પ્રધાનની સલાહ પ્રમાણે વર્તતો.

દેશીરાજ્યના અધિકારીઓ સદ્બુદ્ધિ, નીતિ અને શુભ હેતુઓથી પ્રેરાઈ તંત્ર ચલાવે તો પરમાર્થી છતાં પેટભરૂ અંગ્રેજી રાજ્યકર્તાઓના કરતાં પોતાના રાજ્યની વધારે સારી ઉન્નતિ કરી શકે એવું વિદ્યાચતુર ક્યારનોય સમજતો હતો. દેશી રાજ્યની પ્રજા જો દ્રવ્યનું સુખ ભોગવે છે તો જુલ્મ ન હોય એવું મનોહરપુરીનું રાજ્ય કેવી ઉન્નતિ પામે છે એ બતાવવાના એને કોડ હતા.

### ગુણસુંદરીનું ગૌરવ:—

ગુણસુંદરીને વિધાતાએ પુત્ર આપ્યો ન હતો છતાંય રૂપગુણનિધિ કુમુદસુંદરી જેવી પુત્રી અને વિદ્યાચતુર જેવો સ્નેહાળ પતિ એને મળ્યાં હતાં. પતિના ઉત્સાહમાં પોતાનો સૂર પુરી પરસ્પર આનંદ

પામતાં પોતાનું લગ્ન સફળ થયું એવું માનવાનો સંતોષ એને મળતો. તે મનહરપુરીને પોતાની માનતી અને પોતાના ઘરની નાનામાં નાની વાત પણ નિઃસંકોચ એ ગામની સ્ત્રીઓને કહેતી. વળી ગામના લોકોના ઘરની સર્વ હકીકત પોતે શાંત ચિત્તે સાંભળતી. દરેક કોમની સ્ત્રીઓ હંમેશાં તેને ઉતારે ઉભરાતી. વિદ્યાચતુરના સુખદુઃખની સાથી બનવાથી જ પોતાનું સ્વાતંત્ર્ય અને પતિનો સ્નેહ મેળવી ગુણસુંદરી મનહરપુરીના ગામડામાં વારેઘડીએ જઇઆવીને ત્યાંની ગરીબ અને અજ્ઞાન વસ્તીને પોતાની શક્તિ પ્રમાણે ખુશી કરતી.

શરીરનો બાંધો સારો હોવાથી તે નાની ઉમ્મરની લાગતી. સાધારણ બાંધાની, રંગે ઘઉંવર્ણી, મોટું કપાળ, ચમકતી, ચંચળ અને ચકોર આંખો, ઝીણા વાળ, કાર્યગ્રાહી સ્વભાવ વગેરે રૂપગુણની વિશિષ્ટતા તેનામાં હતી. સવારે મ્હોં જોયું હોય તો

આખો દિવસ આનંદમાં જાય એવી ભલી તે હતી. સહનશીલતા અને સુશીલતા તેના સ્વભાવને વર્યાં હતાં. તે બહુ ઉત્સાહી હતી. તેની પુત્રી કુમુદમાં આ ત્રણે ગુણો ઉતર્યાં હતા.

પિયર અને શ્વસુર પક્ષની ડોસીઓના પ્રસંગથી તેનું હૃદય કુટુંબવત્સલ અને ક્ષાંત બન્યું હતું. આખી મનહરપુરી એની કૃપાદૃષ્ટિ પરજ જાણે જીવતી હતી. એના કાર્યને આડે કોઈ આવતું નહિ. એને સાથ આપવા કોઈ ના કહેતું નહિ, એને દુઃખી કરવા કોઇ ઇચ્છતું નહિ.

## ૩ સ્વાશ્રય : મ. ન. દ્વિવેદી

'પોતે પોતાને માટે કોઈ પણ પ્રકારનો શ્રમ કરવો, ને પારકા ઉપર આધાર ન રાખવો,' એનું નામ સ્વાશ્રય. શ્રમ વિના કોઈ પણ કાર્યસિદ્ધિ હોતી નથી. પરાન્ન, ધનં, કીર્તિ, અધિકાર એ બધાયને ઠોકર મારી સ્વાશ્રયી મનુષ્ય માત્ર આત્મબળ અને

આત્મશ્રદ્ધાથીજ આગળ ધપે છે અને ખુશામતિયા લાભને તેઓ ધિક્કારે છે અને ખુશામતને અભાવે થતા અલાભને તેઓ સહર્ષ અપનાવે છે.

**સ્વાશ્રયી પુરૂષો:—**

'ગંગાલહરી' અને 'રસગંગાધર' જેવા અમર ગ્રંથના કર્તા જગન્નાથ પંડિતે પણ 'રસગંગાધર' માં દૃષ્ટાંતો આપવા માટે પરકાવ્યો ત્યાજ્ય ગણતાં "કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવો મૃગ શું પુષ્પની ગંધને સેવશે ?" એમ લખ્યું છે એજ બતાવે છે કે સ્વાશ્રય એના જીવનમાં રગેરગે ઓતપ્રોત થઈ ગયો હતો.

સ્વાશ્રયી મનુષ્યોનાં દૃષ્ટાંત :—

જગન્નાથ પંડિત

ભર્તૃહરિ

શિવાજી

નેપોલિયન

વૉટ

સુથારનો છોકરો

**સ્વાશ્રયના ગુણ:—**

સ્વાશ્રય મનુષ્યને સુખ અને કીર્તિ અપાવે છે. ધૈર્ય અને સંતોષ એ સ્વાશ્રયમાંથી જન્મતાં જોડિયાં સંતાન છે. પ્રમાણિકતા અને ન્યાય એનાં સાથી છે. ઉદ્ધતાઈ રહિત સંપૂર્ણ સ્વાતંત્ર્ય તેનું ધ્યેય છે. ઉદ્યોગ, દયા અને શુદ્ધિ સ્વાશ્રયનાં ફળ છે. સદ્દવૃત્તિનો તે જનક છે. ખુશામતગીરી કે વગવશીલાતનો એ કટ્ટો દુશ્મન છે. આવતી કાલ તેને અમાન્ય છે. 'મુલતવી રાખવાનાં માઠાં ફળ'ને તે પિછાને છે. સૌથી મોટો ગુણ તો ઉદ્યોગી જીવન જ છે.

**સ્વાશ્રયની વ્યક્તિ અને દેશ પર અસર:-**

ખેડુતે પોતાના સગાસંબંધીઓ ઉપર વિશ્વાસ રાખ્યો તેથી ખેતરમાં તે કાપણી કરી શક્યો નહિ. લાવરી જેવા પક્ષીને પણ સ્વાશ્રયનો ખ્યાલ છે. "પારકી આશ, સદા નિરાશ" અને "આપ સમાન

બળ નહિ, મેઘ સમાન જળ નહિ" જેવી કહેવતો જીવનમાં ઘણી ઉંડી અસર કરે છે.

પ્રવૃત્તિ વિનાના જીવનમાંથી નિઃસીમ નિરાંત જન્મે છે; નિઃસીમ નિરાંતમાંથી આળસ જન્મે છે અને આ પ્રમાણે જીવન વિષમ બને છે. ખાવા જેવી વસ્તુઓ જો વડીલોપાર્જિત હોય તો તે ભોગવવામાં આપણે અન્યાય કરીએ છીએ. ગમે તેવો શ્રમ વેઠીને ઉદ્યોગદ્વારા આપણા ઉપભોગની વસ્તુઓનું મુલ્ય આપણે વાળી આપવું જોઇએ. બીજાએ પ્રાપ્ત કરેલી વસ્તુ ભોગવવાથી માત્ર આપણને જ નહિ પરંતુ દેશને હાનિ થાય છે કારણકે આપણે બીજું કશું પેદા કરતા નથી પરંતુ જે છે તેનો નાશ કરીએ છીએ. અને આખી દુનિયા જો એમ કરે તો આખરે કાંઈ જ પેદા ન થાય ને સર્વે મરી જાય. એક સ્વાશ્રયી માણુસ આખા દેશને સ્વાશ્રયી બનાવી શકે છે. પોતે ભોગવેલાનો બદલો જાત–

ભાઇને ન આપનાર પરાશ્રયી માણુસ આત્મદ્રોહી બને છે એટલું જ નહિ પરંતુ દેશદ્રોહી પણ થાય છે. ભીખ અને ગુલામગીરીએ તો દેશને વધુમાં વધુ હાની પહોંચાડી છે. એકે દેશનું ધન ઘટાડયું છે અને બીજાએ માલિકોને આળસુ બનાવ્યા છે અને ગુલામોની સ્વતંત્ર કાર્યબુદ્ધિ છીનવી લીધી છે.

ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

લોકોની માન્યતા પ્રમાણે જે પુસ્તક ન સમજાય તેની ભાષા જ અઘરી હોય છે. વાસ્તવિક રીતે જોતાં તેમ નથી. વિષયની ગેરસમજણથી લોકો ભાષાનો દોષ કાઢે છે. ગુજરાતી અક્ષરે લખેલું પુસ્તક અમે ગુજરાતી હોવા છતાં સમજી શકતા નથી માટે નકામું છે એવું કહેવું એ માત્ર ભયંકર ભૂલ નથી, પરંતુ બેહદ મૂર્ખાઇ છે. ગ્રંથને બે ત્રણ વાર વંચાય તો ગમે તેવા અકલમંદ આદમીને પણ એ સમજાઇ જાય. 'માલતીમાધવ'ના ભાષાન્તર વિષે લખતાં લેખક કહે છે કે વાચકને શબ્દેશબ્દનો

અર્થ આવડ્યો પણ આખા શ્લોકના અર્થની સમજણ ન પડી. આ ઉપરથી સાબિત થાય છે કે 'માલતીમાધવ'ની ભાષા અઘરી ન હતી પરંતુ વિષય અઘરો હતો. ભારે ભારે શબ્દોની તરેહવાર શૈલી દાખલ કરવાની રીતો એ ભાષા સુધારવા માટેની બીજી ભૂલ છે. લેખક એમ તો કબુલ કરે છે જ કે અમુક વિષયને અનુકૂળ અમુક પ્રકારની શબ્દરચના જોઇએ જ, જેવાંકે કાવ્યસંગ્રહો.

વિચાર એ મુખ્ય વસ્તુ છે. ભાષા ગૌણ છે, વિચાર સાધ્ય છે, ભાષા સાધન છે. પ્રત્યેક લેખક અને ટીકાકારે એકાદ—એ શબ્દરચનાને વળગી રહેવા કરતાં કોઈ પણ ગ્રંથનું સમગ્ર અવલોકન કરવું જોઈએ. પરંતુ અર્થધન પુસ્તકો જ્યારે માત્ર ગણ્યાં ગાંઠ્યાં જ છે ત્યારે દશ દશ શેર વજનના કવિતાના

ચોપડા ને રાસ-કથાઓનાં ટોયલાં હજારો છે. એનાથી ગુજરાતીની ઉન્નતિ નહિ પણ અવનતિ છે; લાભ નહિ પણ નુકશાન છે; વૃદ્ધિ નહિ પણ નાશ છે, એમ લેખક ભારપૂર્વક જણાવે છે.

**સ્વ. મણિલાલના મત પ્રમાણે ગુજરાતી ભાષાની ઉન્નતિ :—**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તેમજ મુંબઈનું ફાર્બસ ફંડ દર વર્ષે ઘણાં પૈસા ગ્રંથો રચાવવામાં ખર્ચે છે. એ લોકો જો કોઇ સંગીન યોજના હાથ ધરે તો સારા વિચારવાળાં પુસ્તકોની વૃદ્ધિ સહેજે થઇ શકે એમ લેખક માને છે.

આપણી ભાષામાં સારા વિચારવાળાં પુસ્તકોની વૃદ્ધિ કરવાને નીચે મુજબ ઉપાયો યોજવાની અપેક્ષા છે.

(૧) પ્રથમ તો સંસ્કૃત, અંગ્રેજી, ફારસી, અરબી, ફ્રેંચ, જર્મન, ઇત્યાદિ પરભાષાના પુસ્તકોનું

અક્ષરશઃ, ભાષાન્તર કરાવવું જોઇએ આથી કરીને વાચકો મૂળ લેખકના વિચારો સારી રીતે જાણી શકે છે.

(૨) તત્ત્વજ્ઞાન, શોધ, કાવ્ય, કોશ, ઇત્યાદિ વિષે નવીન ગ્રંથો રચાવવા.

(૩) કોઈ પણ ગ્રંથકર્તાના અગત્યનાં ભાષાન્તર કે નવો જ લેખ પ્રસિદ્ધ કર્યો હોય તેનું ગ્રંથ–સ્વામિત્વ ખરીદી લઈ તે ગ્રંથ ઇતર લોકોને સસ્તી કીમતે વેચવાની પ્રથા પણ ઇચ્છવા જોગ છે. સારા ગ્રંથની અમુક પ્રત ખરીદી લઈ તેને સર્ક્યુલેટિંગ લાઇબ્રેરીની નીતિ પ્રમાણે ફેરવી, લાયબ્રેરીના સભાસદોને ખોટ ખાઇ હલકી કીમતે વેચી દેવી.

(૪) દર વર્ષે સમસ્ત ગુજરાતના પ્રતિષ્ઠિત વિદ્વાનોનું સંમેલન ભરવું, અન્ય ગૃહસ્થોને તેમાં નિમંત્રણ આપવું. આવા સંમેલનોમાં ધર્મ, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન વગેરે વિષયો ઉપર ભાષણો થાય, લખાણો વંચાય, વગેરે યોજનાઓ ઘડી કાઢવી.

(૫) જીલ્લે જીલ્લે પરિષદ્ તરફથી વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની એક યાદી પ્રત્યેક ગ્રંથની ટૂંકી અને સચોટ સમીક્ષા સાથે પ્રગટ થાય. સોસાયટી તરફથી ગ્રંથો રચવામાં હરીફાઇને બદલે લાયક લેખકને આમંત્રણ આપી મહેનતાણું નક્કી કરી પુસ્તકો રચાવવાં જોઈએ.

# ૫. ગોખલે સાથે એક માસ : ગાંધીજી

૧.

## ગોખલેએ કરેલી ગાંધીજીની મહેમાનગીરી

ગોખલેને મન ગાંધીજી એક સ્વજન કરતાં યે વધુ સત્કારપાત્ર હતા. જાણે ગાંધીજી એમના નાના ભાઈ હોય ! ગોખલે તેમને બધી સગવડો કરી આપતા. ગાંધીજીની સ્વચ્છતા, સ્વાશ્રય, ઉદ્યમ, નિયમિતતા અને પોશાકની સુઘડતાની ગોખલે સ્તુતિ કરી તેમના પ્રત્યે વાત્સલ્ય બતાવતા.

## ગાંધીજીને ડા. રૉયની ઓળખાણ

ડા. પ્રફુલ્લચંદ્ર રૅાયને દર માસે આઠસે રૂપિય મળતા હતા, જેમાંથી રૂ. ૪૦ ખર્ચ ખાતે રાખં બાકીના જાહેર કામમાં ખર્ચી નાખતા. તેઓ અપ રિણિત હતા અને પરણવા માગતા પણ નહિ. આવ જીવને ગાંધીજીના મન ઉપર ઉંડી છાપ પાડી.

ત્યારના રૅાયમાં મીલની બનાવટના કપડાં અને અત્યારના રૅાયમાં શુદ્ધ ખાદી સિવાય બીજો ખાર ફેર ગાંધીજીને જણાતો નથી. ગોખલે અને રૅાયન જ્ઞાનવાર્તા કે દેશહિતને લગતી વાતો સાંભળત ગાંધીજીને ભાગ્યે જ થાક લાગતો.

## ગાંધીજી પર ગોખલેની અસર

પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરવાની ગોખલેન ટેવથી ગાંધીજીને જેટલો આનંદ થયો એટલું જ અભિજ્ઞાન થયું. હિન્દુસ્તાનની કંગાલિયત અને પરાધીનતા એમને પળે પળે કાંટાની માફક ખૂંચતી.

'રાનડે આમ કહેતા' એ તો ગોખલેની વાતચીતમાં 'સૂત ઉવાચ' જેવું થઇ પડેલું એ જ ગોખલેનો રાનડે પ્રત્યેનો પૂજ્યભાવ વ્યક્ત કરતો. વળી ગોખલેએ એમના પ્રોફેસર મિત્ર કાથવટે અને એક સબજજ આગળ રાનડે, તેલંગ અને મંડલિકની સરખામણી કરેલી એ ગાંધીજીને બરાબર યાદ રહેલું.

પરંતુ બીજાઓની સાદાઇ અને સદ્ગુણોનાં યશોગાન ગાતા ગોખલે ગાડી કેમ રાખતા અને ટ્રામનો ઉપયોગ કેમ નહોતા કરતા એ ગાંધીજીને કેમે કરી સમજાતું નહિ અને એમની એ શંકા દૂર કરવા માટે ગોખલે જેવા જાણીતા માણસને ટ્રામમાં મુસાફરી કરવી એ અશક્ય નહિ છતાં કેટલું મુશ્કેલ થઇ પડે એવું ગોખલેએ સમજાવ્યું ત્યારે ગાંધીજીને સંતોષ થયો. છતાં ગોખલે ફરવા ન જવાને કારણે જ માંદા રહેતા એ માન્યતામાં તો ગાંધીજીએ જરાયે ઢીલું ન મુકયું.

## ગાંધીજી અને કાલિચરણ બેનરજીની મુલાકાતઃ-

કાલિચરણ બીજા ખ્રિસ્તીઓથી જુદા જ તરી આવતા–તેઓ મહાસભામાં આગળ પડતો ભાગ લેતા એવું ગાંધીજીએ દ. આફ્રિકામાં જ રહ્યે રહ્યે સાંભળ્યું. ગોખલેની સંમતિથી તેઓ કાલિચરણને મળવા ગયા. ધર્મપત્ની મરણપથારીએ હોવા છતાંય તેમણે ગાંધીજીને મુલાકાત આપી, અને પોતાની સાદાઈ અને પાપ-શુદ્ધિની દલીલોને બળે એમણે ગાંધીજી પર ઉંડી છાપ પાડી. ગાંધીજીને એથી સંતોષ ન થયો પણ લાભ તો જરૂર થયો.

## કાલિ-મંદિરની પૂજનપ્રથાની ગાંધીજી પર અસર

કાલિચરણની મુલાકાતે ગાંધીજીની કાલિના મંદિર જોવાની ઇચ્છા તીવ્ર બનાવી. રસ્તે ઘેટાંની હાર ચાલી જતી હતી. હૃષ્ટપુષ્ટ ભિખારીઓની લંગાર અને બાવાઓની કતાર હતી, બાવા સાથેના

સંવાદમાં એમણે જાણ્યું કે જીવને હણવામાં ધર્મ નથી એવું માનતા લોકો પણ ઘેટાંના ટોળાં જેવા છે; 'જેમ મોટા દોરે તેમ દોરાય,' એ સૂત્ર સ્વીકારવા તૈયાર હતા. મંદિરમાં સામે લોહીની નદી વહેતી હતી. એ દૃશ્યે ગાંધીજીના હૃદયમાં બેચેની પેદા કરી. 'ત્યાંના નગારાં વગેરે વાગે છે તેની ધૂનમાં ઘેટાંને ગમે તે રીતે મારો તો પણ તેને કંઈ ઇજા ન લાગે;' એવા એક બંગાળી મિત્રના અભિપ્રાયથી તો આ ઘાતકી રિવાજ બંધ થવો જ જોઇએ એમ ગાંધીજીને લાગ્યા વિના રહ્યું નહિ. અને ત્યારે જ એમને ભાન થયું કે ઘેટાંને આ પાપી હોમમાંથી બચાવવા એમની પાસે હતી એથીયે ઘણુ આત્મશુદ્ધિ અને ત્યાગની જરૂર એમને હતી જ. જીવદયાનો કોઈ પ્રખર હિમાયતી સંત કે સાધ્વી બંગાળામાં પ્રગટે અને બંગાળને-એ જ્ઞાની, બુદ્ધિશાળી, ત્યાગવૃત્તિવાળા, ભાવના પ્રધાન બંગાળને

એ મહાપાતકમાંથી ઉગારે એવી ઉત્કટ વાંછા એમને ઘેરી વળી.

**ભગિની નિવેદિતાના સંપર્કમાં ગાંધીજી :-**

કાલિ માતા નિમિત્તે થતો વિકરાળ યજ્ઞ જોયા બાદ બંગાળી જીવન જાણવાની તીવ્ર ઇચ્છા ગાંધીજીને થઈ. એને પરિણામે બ્રહ્મસમાજને વિષે તેમણે ઠીક ઠીક વાંચ્યું અને ‘સાધારણ’ અને ‘આદિ’ બ્રહ્મસમાજનો ભેદ જાણ્યો. પ્રો. કાથવટે સાથે દેવેન્દ્રનાથ ઠાકુરનાં દર્શને ગયા તો દર્શનને બદલે સુમધુર બંગાળી સંગીત સાંભળવા પામ્યા.

પછી વિવેકાનંદનાં દર્શને બેલૂર મઠ લગી ચાલતા ગયા પરંતુ સ્વામીજીની બિમારીને લીધે મઠનું એકાંત સ્થાન જોઇને જ પાછા ફર્યા. એટલે ચોરંધીમાં નિવેદિતાના દમામ અને વકતૃત્વની ઊંડી અને તેજ અસર લઇને પાછા ફર્યા. ત્યારબાદ પેસ્તનજી પાદશાહને ઘેર પેસ્તનજીનાં વૃદ્ધ માતાને ઉપદેશ

આપતાં નિવેદિતા અને વૃદ્ધના દુભાષિયા પણ તેમને બનવું પડયું અને તે દિવસે હિન્દુધર્મ પ્રત્યેનો ભગિનીનો પ્રેમ એ જોઈ શકયા—જેને પરિણામે પાછળથી નિવેદિતાનાં પુસ્તકોનો અભ્યાસ એમણે કરી લીધો.

## બંગાળામાં ગાંધીજીની દિનચર્યા

ગાંધીજી દિવસના બે વિભાગ પાડી એક ભાગ દક્ષિણ આફ્રિકાના કામને અંગે કલકત્તામાં રહેતા આગેવાનોને મળવામાં અને બીજો કલકત્તાની જાહેર અને ધાર્મિક સંસ્થાઓ જોવામાં ગાળતા. દા. મલ્લિકના પ્રમુખપદે બૉઅર-લડાઈમાં હિંદી સારવાર-ટુકડીએ જે કામ કર્યું હતું એ ઉપર ભાષણ પણ એકવાર ગાંધીજીએ આપ્યું—કે જેનાં દા. રૅાયે ભારોભાર વખાણ કરી ગાંધીજીને ખૂબ આનંદિત બનાવી મુકયા—ત્યાર પછી ગાંધીજી થોડા વખત માટે બ્રહ્મદેશમાં ડુબકી મારી આવ્યા અને બ્રહ્મદેશના ફૂંગી લોકોના આળસુપણાથી ખૂબ દુઃખી થયા. ત્યાં તેમણે

સુવર્ણ પેગોડાનાં દર્શન કર્યાં અને અસંખ્ય મીણ-બત્તીઓ સળગતી જોઇને કંઇક અણગમો અને ગર્ભગૃહમાં ફરતા ઉંદરને જોઈ દયાનંદ સ્વામીનો અનુભવ યાદ આવ્યો. બ્રહ્મી સ્ત્રીઓનો સ્વાતંત્ર્ય અને ઉત્સાહ માટે મોહ અને બ્રહ્મી પુરુષોની મંદતા માટે એમને ખરેખર દુઃખ ઉત્પન્ન થયું. એ લોકોની એ સ્થિતિ માટે આપણે પણ જવાબદાર છીએ એવું આછું આછું ભાન પણ એમને થયા વિના રહ્યું નહિ.

## ગાંધીજીની આગગાડીમાં ત્રીજા વર્ગમાં મુસાફરી

પોતાના ધંધે વળગતાં પહેલાં ત્રીજા વર્ગમાં નાનોશો પ્રવાસ કરી આગગાડીના ત્રીજા વર્ગના મુસાફરોનો પરિચય કરી તેમનાં દુઃખો જાણી લેવાને ગાંધીજીએ કલકત્તાથી પાછા ફરતાં ત્રીજા વર્ગમાં જ પ્રવાસ કરવાનું નક્કી કર્યું. ગાંધીજી ત્રીજા વર્ગમાં મુસાફરી કરશે એમ ધારીને ગોખલે અને દા. રૉય સ્ટેશને તેમને વિદાય કરવા આવ્યા. ગાંધીજી પાસે

ગોખલેએ આપેલો પિત્તળનો એક ડબ્બો, એક બાર આનાનું કંતાનનું પાકીટ, ઊનનો ડગલો, ટુવાલ, પહેરણ, ધોતિયું, એક કામળી અને લોટો એટલાંનો સમાવેશ થતો હતો. ભાવભીના મિત્રોની સ્નેહાળ વિદાય લઈ ગાંધીજી બનારસ જવા ઉપડી ગયા.

## ૬ મૂલ્ય પરિવર્તન : મુનશી

### ગુજરાતમાં થયેલું પરિવર્તન

૧ મહાત્મા ગાંધીએ અને વલ્લભભાઈએ આ પરિવર્તન કર્યું છે.

क. ગાંધીજીએ નિઃશસ્ત્ર લડી મરતાં શીખવ્યું છે અને મૃત્યુંજયનો મંત્ર શીખવ્યો છે.

ख. વલ્લભભાઈએ બારડોલી સત્યાગ્રહ શરૂ કર્યો હતો. તેમનામાં ઘણા ગુણો છે.

૨. નીચે પ્રમાણે પરિવર્તન થયું છે.

क. ખેડુતોની મનોદશામાં પલટો.

ख. જાહેર જીવનમાં સુધારો.

ग. વક્તૃત્વકળામાં ખીલવણી.

પહેલાં ગુજરાતીઓ મોજીલા હતા, તેથી તેઓ મહાન થવા ન પામ્યા. મહાત્મા ગાંધીજીએ તેમને સત્યાગ્રહનું શસ્ત્ર વાપરતાં શીખવ્યું. આથી ગુજરાત આગળ વધ્યું. પછીથી ગાંધીજી અને વલ્લભભાઈ વચ્ચે બારડોલીમાં સરકારે વધારેલા મહેસૂલની મંત્રણા ચાલી. ગાંધીજીની પ્રેરણાથી વલ્લભભાઈએ ચળવળ ચલાવી. જુદે જુદે ઠેકાણેથી વીરયોદ્ધાઓ જેવા કે અબ્બાસ અલી, મહાદેવ દેસાઈ વગેરેએ તેમને સાથ આપ્યો.

ખેડુતોને ગાંધીજીએ મૃત્યુંજયનો મંત્ર પાઠવ્યો હતો અને બધા અહિંસાવાદી બન્યા.

વલ્લભભાઈએ ગામેગામની યાત્રા કરવા માંડી અને ભાષણોથી લોકોને તરબોળ કરી નાખ્યા. તેમનાં ભાષણો મરચાં જેવાં તીખાં તમતમતાં હતાં. તિરસ્કાર અને મશ્કરીથી તે પ્રચૂર હતા. તેમનામાં કટાક્ષ અને વિનોદ સચોટ છે.

આવા પ્રકારના ફેરફારોને આપણે વિપ્લવ કહીએ. બારડોલીનો વિપ્લવ અહિંસાત્મક હતો. ગુજરાત અત્યારે આગળ વધે છે તેનો આભાર. મ. ગાંધીજી અને વીર વલ્લભભાઇને ઘટે છે.

ગુજરાતી

| જૂનું મૂલ્ય | નવું મૂલ્ય |
| --- | --- |
| ૧. ગુજરાતીની છાપ :- મોજીલો, શોખી, એશઆરામી તથા બાદશાહ જેવી ધનલોભીની છાપ હતી. | ૧. કીમિયાગર મહાત્માજીએ ભીષ્મત્યાગ શીખવ્યો, અને સત્ય અને અહિંસાનો ભેખ લેવડાવ્યો-'ફક્કડ' ગુજરાતી અડગ વીર બન્યો. |
| ૨. ડરપોક હતો. | ૨. નિર્ભય બન્યો. |

| | |
|---|---|
| ૩. મૃત્યુથી ડરતો. | ૩. મૃત્યુંજયનો પાઠ શીખ્યો. |
| ૪. ખેડુત વર્ગ પછાત હતો. | ૪. હાલનો ખેડુત સમજે છે કે રાજા ખેડુતના ઉપર આધાર રાખે છે. |
| ૫. પહેલાં જાહેર જીવન ઢંગધડા વિનાનું હતું. | ૫. હવેના જાહેર જીવનમાં વ્યવસ્થા છે અને વક્તાનું માન સચવાય છે. |
| ૬. પહેલાં વાતચીતમાં ડર રહેતો. | ૬. હાલ વાક્પાટવ ખીલી નીકળ્યું છે. બોલવામાં હિમ્મત અને નિખાલસપણું છે. |

## ખેડુતની મનોદશામાં થયેલો ફેરફાર

સૃષ્ટિના ઉષાકાળથી વિજેતાને ચોથની ના ન કહેનાર, ‘ લેવું હોય તો લે અને જીવતો જવા દે ’

એ જ જેનો પેઢીધર ઇતિહાસ, એ હિન્દી કિસાન આજે રાજસત્તાની સામે થયો છે. હવે એ સમજ્યો છે કે આખો અવતાર વહીવટ કરીને માલીકી વગરની જમીન 'મારી મારી' કરી મરવું એ એનો ખરો જીવનક્રમ નથી, ન હોવો જોઈએ, એનો જીવનક્રમ એ જમીન પર પોતાનો હક્ક સાબિત કરવાનો છે. રાજસત્તા પર ખેડુતનો આધાર નથી, પરંતુ ખેડુત પર રાજસત્તા ટકે છે. રાજસત્તાની આજ્ઞા પ્રજા માન્ય નથી પણ પ્રજાનો સંકલ્પ રાજમાન્ય છે એ બતાવવાનો છે. દાણ ભરવા કરતાં તે મોતને વધારે આવકારે છે.

## જીવનમાં પલટો

પહેલાં અવ્યવસ્થિત સ્વાતંત્ર્ય લોકશાસન મનાયું અત્યારે વ્યવસ્થિત સ્વાતંત્ર્ય એ જ માત્ર લોકશાસન માની શકાય એવા ભાનથી ગુજરાત પોતાની લડત આગળ ધપાવી રહ્યું છે. એ વ્યવસ્થિત સ્વાતંત્ર્ય

જો મેળવવું હોય તો એને માટેની લડત પણ વ્યવસ્થિત હોવી જોઇએ. ફાસીઝમ અને નાઝીઝમની જેમ, હિટલરશાહીની જેમ એકજ સરમુખત્યારની દોરવણી હેઠળ બધાએ સામ્રાજ્યના અન્યાયી શાસન સામે આગેકૂચ કરવી ઘટે. એ વિના વિશાળ, અને ચિરસ્થાયી બનેલા વ્યવસ્થિત બ્રિટિશ સામ્રાજ્યને હઠાવવું એ માત્ર આકાશકુસુમવત્ જ હોય એ સુભાને અને ગુજરાતને સમજાયું છે.

## ગાંધીજી

વલ્લભભાઇના ગુરૂ તે જીવનમંત્ર શીખવે છે, ગાંધીજી શાસન કરે છે. ગાંધીજીની ભાષા સંયમી છે તેમાં સત્ય અને હિત થવાની મર્યાદાઓ છે.

## સરદાર વલ્લભભાઈ

ગાંધીજીના શિષ્ય છે. તેઓ કેટલીક બાબતો જેવી કે ઉચ્ચારણ, અભિનયન વગેરેમાં ગાંધીજીનું અનુકરણ કરે છે. મહાત્માજીના જીવન મંત્રનો તે પ્રચાર

કરે છે, તેની ભાષા તીખી અને કટાક્ષમય છે. મહાત્માજીના ચેલા હોઈ ને હિટલર શાહીને માન્ય રાખતા નથી એમ લાગે છે અને સ્પષ્ટ વકતા તરીકે પ્રખ્યાત છે.

## ૭. દક્ષિણ ગંગા ગોદાવરીઃ કાકા કાલેલકર

**ગોદાવરીનો ઇતિહાસ સહનવીર રામચંદ્ર અને દુઃખમૂર્તિ સીતા માતાના વૃત્તાંતથી શરૂ થાય છે.**

શ્રી રામચંદ્ર જેવા યુગ પુરૂષના જીવનના અત્યંત અને દુઃખના દિવસોનાં પુણ્ય સ્મરણ જે ભૂમિ સાથે જડાયાં છે તે સ્થાનનું મહત્ત્વ કાંઇ જેવું તેવું ન કહેવાય. પછી ચાહે એ સ્થાન ગંગા હોય યા ગોદાવરી, અને ગંગાતીર એ જો રામવનવાસનું આદ્યસ્થાન હતું તો ગોદાવરી તીરે આવેલી પંચવટી પણ રામસીતાના જીવનમાં કાંઈ ઓછું મહત્ત્વ પામી નથી માટે જ ગોદાવરી એ દક્ષિણની ગંગા છે."

આ એ જ ગોદાવરી છે જેને તીરે રામના જીવનમાં યુગો પહેલાં સીતા અને લક્ષ્મણ સાથે

માણેલા સૌખ્યમાં અણચિંતવ્યો ઓટ આવ્યો હતો. આ એ જ ગોદાવરી છે જ્યાં 'સીતા સીતા'નો હૃદયદ્રાવક નાદ રામચંદ્ર અને જટાયુને મુખે સાંભળતાં હજારો નિર્ભય રાની પશુઓ પણ ભયત્રસ્ત અને દુઃખાર્ત બન્યાં હતાં. રામસીતાનો સંયોગ તો ફરી થયો છતાંય આ ભૂમિમાંથી આજે પણ એ કલ્પાંતિક દુઃખના પડઘા સાર્વભૌમ બનીને સંભળાય છે. તેણે જીવનની વિષમતાને ભૂલાવી દીધી છે; પંચવટીને સામાન્ય ઝૂપડીમાંથી પૂર્ણતીર્થમાં પલટાવી દીધી છે. નાશકત્ર્યંબક જનાર હરકોઈને રામલક્ષ્મણની આંખેજ આખીયે ભૂમિ નિહાળવાનું મન થાય એટલી જબ્બર રીતે રામના જીવનનાં સ્મરણ આ ભૂમિ સાથે જડાયાં. ભક્ત કવિ રામદાસે તો પંચવટીમાં છાણના હનુમાનની સ્થાપના કરી છે. કદાચ સીતાહરણ વખતે હનુમાન પાસે હોત તો સીતાનું હરણ થવા ન દેત એ કારણ માટે લક્ષ્મણને દિયરની સગાઈને લીધે જે કટુવચન સીતાજીએ કહ્યાં એ કાંઈ હનુમાન જેવા નિઃસ્વાર્થી

પુરૂષને ઓછાં જ કહી શકવાનાં હતાં? ગમે તેમ પણ ભાઇને મદદ ન કરવા બદલ આ જ ભૂમિ પર સીતાએ લક્ષ્મણને શબ્દબાણ માર્યાં હતાં, એ નિર્વિવાદ છે. અને આજ ગોદાવરીના કિનારા પર વર્ષો સુધી શ્રી રામના આગમનની પ્રતીક્ષા કરતી ભક્તિભૂખી શબરી બેઠી હતી એ પણ કોણ નથી જાણતું?

## ભૌગોલિક દૃષ્ટિએ ગોદાવરીનો ઇતિહાસ

બ્રહ્મગિરિથી ગોદામૈયાની મૂર્તિના ચરણ સુધીનું ચડણ ઉતરી ત્ર્યંબક આગળ એક પહાડના પડોશમાંથી માતા ગોદા બાળ સ્વરૂપે જગતને દર્શન દે છે. ત્યાંથી જોયેલું દૃશ્ય મહારાષ્ટ્રના રાજકીય અને ધાર્મિક વાતાવરણને કેટલું અનુકૂલ છે એની સાબિતી તો ગોદા કાંઠે આવેલી મહારાષ્ટ્રની ખરી રાજધાનીઓ નાશક અને પૈઠણને જોતાં જ મળી રહે છે. પણ જો ગોદાને કાંઠે નાશક ને પૈઠણ છે તો કૃષ્ણાને કાંઠે

પણ વાઈ અને સતારા જેવી ભવ્ય રાજધાનીઓ છે. ગોદાવરી અને કૃષ્ણા એ બે નદીઓ તો બે મહાપ્રજાઓના—મહારાજ્યોના—મહારાષ્ટ્ર અને આંધ્રના અસ્તોદયની સાક્ષી પૂરતી હજીયે વહ્યા કરે છે. હિન્દને પશ્ચિમકિનારે આશરે પોણોસો માઈલના અંતરમાંથી જ નીકળી, પશ્ચિમ તરફ ઢળેલા સહ્યાદ્રિ સાથે રૂસણાં લેતી, દક્ષિણના ઉન્નત પ્રદેશને ફળદ્રુપ બનાવતી, દૂર પૂર્વમાં આઠસો નવસો માઈલ દૂર પડેલા સરિત્પતિને મળતાં પોતાના અથાગ કારભારના વૈભવ સાથે ગોદાવરી અને કૃષ્ણા વર્ષો થયાં આવેગથી દોડી રહી છે.

ગોદવરીને કાંઠે આવેલા પૈઠણમાં બેસી શ્રીજ્ઞાનેશ્વર મહારાજે જ્ઞાનેશ્વરી ગીતા ઉપર ભાષ્ય લખ્યું હતું. આજ ગોદાવરીને કિનારે દક્ષિણની કાશી મનાતી પ્રતિષ્ઠાન નગરી આવેલી છે. જ્યાંના બ્રાહ્મણો અને જ્યાંની વ્યવસ્થા દુનિયાના કોઈપણ સમ્રાટની વ્યવસ્થા કરતાં શતગુણ મહત્વ એક વખતે ધરાવતી. ઈશ્વરના દૂત મનાતા જ્ઞાનેશ્વરને એ જ પૈઠણમાં યજ્ઞોપવિતનો

અધિકાર મળ્યો હતો એ પણ એટલીજ ઐતિહાસિક બાબત ગોદાવરી સાથે સંકળાયેલી છે.

બીજી કેટલીક નદીઓ ગોદાવરીને મળે છે પરંતુ એમાં વર્ધા અને વૈનગંગા ભૂલાય તેમ નથી. વળી સાધ્વી શબરીની સખી અષ્ટવક્રા ઇન્દ્રાવતી પણ ભૂલાય એમ નથી. પરંતુ બેએક માઇલ પહોળો પટ ધરાવતી ગોદાવરી જ્યારે ઉંચા ઉંચા પહાડ વચ્ચે થઇને કેવળ બસો વારની સાંકડી ખીણુમાંથી પસાર થાય છે ત્યાં જ એની ખરી શોભા છે. ઘોડાપૂર અને હાથીપૂરનેય ભૂલાવી દે એવું પચાસ ફીટ ઉંચું પૂર જોતાં જ નદીની ભવ્યતા અને માણસની ક્ષુદ્રતાનું ભાન આપણુને ચોક્કસ થાય છે. નદી પોતાના પ્રવાહને રાક્ષસી નાળચા જેવા ભયાનક આકારમાં ફેરવી નાંખે છે તોપણ લોખંડી નાવિકો પાણીના એ ત્વરિત પ્રવાહ સાથે દરરોજ છૂટે હાથે દાવ ખેલતા હોય છે. આ સ્થાન ભદ્રાચલમ છે. ત્યાંથી રાજમહેન્દ્રી અથવા ધવલેશ્વર સુધી એકધારી વહી જતી

ગોદાવરી જીવનવિતરણ શરૂ કરતી હોય તેમ ગૌતમી, ગોદાવરી અને વસિષ્ઠ ગોદાવરી નામના બે ફાંટાઓમાં વહેંચાઈ જાય છે, અને કેટલાયે દ્વીપો અને અંતર્વેદી પ્રદેશોને પોતાના વિશાળ પટમાં આવરી લે છે. આગળ જતાં એનાંજ જળનું સિંચન પામેલી ડાંગરથી પોષાઈ હજારો બ્રાહ્મણો વર્ષો થયાં વેદઘોષ કરતા આવ્યા છે અને ત્યાં જ આજે હિન્દુસ્તાનની ગુલામી દુર્દશાનું ભાન કરતો હોય તેમ પોન્ડીચેરી પાસે યાનાનમાં ફ્રાન્સનો ત્રિરંગી ધ્વજ ફરકી રહેલો જણાય છે.

## રાજમહેંદ્રી આગળની ગોદાવરીની શોભા

ગોદાવરીને કાંઠે ઉભેલા શ્વેત પ્રાસાદો અને ઉંચાં ઉંચાં શિખરો કરતાંય ભવ્ય કાવ્ય તો નદીની લહરી ઉપરથી સામે કાંઠે પહોંચતી મંદિરના ઘંટનાદની લહરીઓ અને સંસ્કૃતિના ઉપાસક ભારતવાસીઓને હાથે ગંગાજળના કળશ ગોદાવરીમાં ઠલ-

વાઇને ફરી પાછા માતા ગોદાવરીના જળથી ભરી લેવામાં સમાયેલું છે.

અનેક માર્ગે સરિત્પતિને મળવા જતી ગોદાવરી પશ્ચિમ કરતાં પૂર્વમાં વધારે પથરાયેલી હતી. ધીરોદાત્ત માતા હોઇને પતિને મળવા જતાં પણ એનો સંભ્રમ ઉદાત્ત રૂપેજ એ વ્યક્ત કરતી હતી. ડાબી બાજુ રાજમહેંદ્રી અને ધવલેશ્વરની સુંખી વસ્તી, અને જમણી બાજુ ગોદાવરીના જલપ્રવાહમાં ઉન્મત્તપણે વહેતા કુશઘાસની ધોળી કલગીઓનો દૂર દૂર ચાલ્યો જતો પ્રવાહ દેખાતો હતો. નદીના શાંત–ઉન્મત્ત પ્રવાહમાં આ કલગીપ્રવાહ પવન સાથે કાવતરૂં કરી મોજાં બનાવી આખા જળપ્રવાહને ખળભળાવી રહેતો હતો.

માતા ગોદાવરીએ તો રામ, લક્ષ્મણ, સીતા અને જટાયુને જ નહિ પરંતુ એને કાંઠે ઉછરેલા હજારો શુરવીરો, તત્ત્વચિંતકો, સંતો, મુત્સદ્દીઓ,

દેશભક્તો અને ઈશભક્તોને પણ સ્તન્યપાન કરાવ્યાં છે. ગોદાવરી ચારે વર્ણની માતા અને અધિષ્ઠાત્રી દેવતા છે. એના દર્શને કૃતાર્થ થવા છતાં પણ શ્રી રામચંદ્રે એ જ ગોદાવરીના કિનારે રાવણના નાશનો સંકલ્પ કર્યો હતો.

## ૮ અજંતાઃ અંબાલાલ પુરાણી

### વિશ્વકર્માએ નિર્મેલ પૃથ્વી ઉપરના સ્વર્ગલોક સમાન અજંતાઃ—

ઈસવીસનની પહેલી સદીથી આરંભીને છઠ્ઠી સદી સુધીમાં તૈયાર થયેલી અજંતાની ગુફાઓ વિષે લોકોમાં ઘર કરી રહેલી દંતકથા પ્રચલિત છે. વિશ્વના આરંભકાળમાં પૃથ્વી ઉપર સ્વર્ગ પ્રગટાવવાની પ્રબળ ઈચ્છા એકવાર વિષ્ણુ ભગવાનને થઈ આવી. વિશ્વકર્માને એ કામ સોંપતાં એ સ્વર્ગશિલ્પીએ નિઝામ રાજ્યના પર્વતોના આ સુંદર ગિરિપ્રદેશ પર પોતાના શિલ્પીઓ બેસાડી રાતોરાત સ્વર્ગલોક

તૈયાર કર્યો. ગરુડારૂઢ થઈ વિષ્ણુ ભગવાન ભૂલોક પર આવ્યા ત્યારે એ સ્વર્ગલોક પોતાની સાથે વિષ્ણુલોકમાં લઈ જવાની ઉત્કટ વાંછા થઈ આવી પરંતુ ત્યાં તો પ્રભાત થયું ને કૂકડો બોલતાં પ્રભાત થતાં પહેલાં દેવલોકોએ પૃથ્વી પરથી સ્વર્ગલોકમાં પાછા જવું જ જોઇએ એ સંભ્રમમાં પડી પ્રથમ વિષ્ણુલોકમાં જઈ પાછળથી એ દેવલોક સ્વર્ગમાં લાવવા માટે ગરુડને મોકલવાનો નિશ્ચય કરી વિષ્ણુ ભગવાન વિષ્ણુલોકમાં પાછા ફર્યા. પછી તો સૂર્યોદય થઈ ગયો અને હિન્દને સદ્‌ભાગ્યે કહો કે પૃથ્વી પરની સમસ્ત માનવજાતને સદ્‌ભાગ્યે એ સ્વર્ગલોક અહીંજ રહી ગયો.

અને એ પૃથ્વીપરનો સ્વર્ગલોક પણ કેવો ? ઉંચા ઉંચા પહાડના ઉત્તુંગ શિખરો અને વચ્ચે થઇને વહેતાં બે બાળઝરણાંઓ, નિસર્ગદર્શન અને સરલજનદર્શન એ બધું એક સામટું જોવાનું મળે

એ કલ્પના જ કેવી ભવ્ય લાગે છે? તેમાંય વળી કોઈ પર્વતના શિખર પરથી જો એ બધું જોયું હોય તો જીવનનો અનેરો રસ અનુભવ્યા વિના મનુષ્ય ક્યારેય ન રહી શકે–પછી ભલે એ દ્રષ્ટા કવિહૃદય ન હોય, કે નિસર્ગપ્રેમી ન હોય અને એ માત્ર શુદ્ધ પુરાતત્ત્વનો અભ્યાસી હોય તોય ચાર ચૈત્યો પચીસ વિહારો મળી અર્ધો માઈલમાં વિસ્તરેલી નીચેથી બખોલો જેવી લાગતી પણ એના દર્શનમાત્રથી જ કોઈ નવી સૃષ્ટિ આપણી સમક્ષ રજુ કરતી એ ગુફાઓ જોતાં કોને સંતોષ ન થાય?

ભલે એ માત્ર પાષાણની બખોલો હોય છતાં ભૂલાઈ ગયેલા ભૂતકાળની ભવ્ય અને અમર યાદ એમાં ભરી હતી. ઈ. સ. ૬૯૦ પ્રખ્યાત ચીનાઈ ધર્મયાત્રી હ્યુંએન–ટ્–સિંગ–યવન–ચંગે આ ગુફાઓમાં પોતાનાં પગલાં પાડયાં છે. કેટલાયે દેશી અને વિદેશી યાત્રિકોનાં પુણ્યસ્મરણ એ ભૂમિ સાથે જડાયાં

છે અને એ યાત્રિકો પણ અહીં આવીને શાન્તિ જ્ઞાન, સંસ્કાર, કળા, તત્ત્વજ્ઞાન વગેરે જ્ઞાનપ્રાપ્તિથી વધારે સમૃદ્ધ બની આ દુઃખી જગતનો દુઃખભાર સહેજ પણ હલકો કરવાની આશા રાખીને જ પાછા ફર્યા છે. મોગલાઈના સમયમાં ભૂલાઈ ગયેલી એ ગુફાઓની શોધ સદ્‌ભાગ્યે ભૂલા પડેલા એક લશ્કરી અંગ્રેજને હાથે ૧૮૧૯ માં થઈ. હમણાં જ કેટલાક જાપાનીઝ અને ફ્રેન્ચ કલારસિકો અજંતાની સંસ્કારયાત્રાએ આવી ગયા હતા. ફ્રેડ્રસમેન પણ સ્કર, ચિત્રકાર દવે અને અંબાલાલભાઈ અને સીમામુરા, કોલાચેશી અને તેની પત્ની પણ અજંતાની યાત્રાએ જ ગયાં હતાં. જ્યાં પુણ્યસ્મરણ જડાયાં છે એ સ્થાન સ્વર્ગ કરતાં ઉચ્ચ ભલે ન હોય પરંતુ એને સ્વર્ગ તો જરૂર કહી શકાય.

## લેખકે જોએલી અજંતાની ગુફાઓ

ઉપર અસીમ આકાશ, નીચે વહેતાં ઝરણાંઓ

અને એમનો મર્મર ધ્વનિ, પંખીઓનાં કલગાન, આભને ચૂમતાં સાતપુડાનાં શિખરો, અને ચોમેર ખીલી રહેલી–હસુ હસુ કરતી–વનશ્રી–પ્રભુભક્તિ જો અહીં ન થાય તો બીજે ક્યાં થાય? સત્તરમા નંબરની ગુફા આગળનું આ દૃશ્ય જોતાં લેખકને પ્રભુભક્તિ માટે પૃથ્વી પર જો કોઇ લાયક સ્થાન હોય તો આજ હોઇ શકે એવું ભાન થાય છે.

પણ સૌન્દર્ય જાણે નીતરીને ભર્યું હોય એવા આ બાહ્ય દર્શનને મુકાબલે માથું ફાટી જાય એવી અંદરની દુર્ગંધનો અનુભવ લેવો એ પણ સૌન્દર્યની ઉપાસના નહિ તો બીજું શું? ભાતભાતનાં પ્રાણી-પંખીના વસવાટને લીધે દુર્ગંધ મારતી એ ગુફાઓને સ્વચ્છ રાખવાનું કામ પણ નિઝામ સરકારે ખાસ નીમેલ ક્યુરેટર મિ.મહમદ કરી શકતા નથી એ સખેદ નોંધ સાથે લેખક આગળ વધે છે. બહારથી દેખાતાં ગ્રામ્ય બાકોરાં, અંદર જતાં એક પછી એક

ભવ્ય મહેલો, મંદિરો, વિશાળ ઓરડીઓ, ભીંતો, શણગારેલ છતો, ભવ્ય થાંભલાઓ અને કુંભીઓ, સુશોભીત મુખદ્વારો, થાંભલા પર કોરેલ ટોલ્લાઓ, ચિત્રો, કોતર કામની નકસીઓ, સ્તૂપો, સેંકડો બુદ્ધો : ધ્યાનસ્થ અને બોધ આપતા, આસનસ્થ કે ઉપસ્થિત, અને ભિક્ષુઓને રહેવાના સેંકડો વિહારોમાં ફેરવાઈ જાય એ શું ઓછી બુદ્ધિ અને શક્તિ માગી લે છે?

## અજંતા જોયા બાદ લેખકના માનસનો ચિતાર :–

લેખકને મન એ દશ્ય જોવું અને ભવ્ય બૌદ્ધ-કળાનું સ્મરણ કરવું એ કાંઈ ઓછું ભાગ્ય નથી. આગળ બુદ્ધ ભગવાન અને પાછળ હજારો ભિક્ષુ-ઓની કતાર, રાજાઓ, દાનવીર વ્યાપારીઓ, અકિંચનો, હાથી ઘોડા, રથ, માફા, વહેલ, એક્કા, ડોળી, એ બધાંયનો એક શાંત વિસ્તૃત સંઘ

કલ્પનાની આંખે જોતાં આપણે ભાગ્યેજ એ ભૂલી શકીએ કે પંદરસો વર્ષ અહીં હજારો બૌદ્ધ ભિક્ષુઓનો સંઘ જરૂર વસતો હશે. ચોમાસાના ચાર માસ ભેગા રહી નૂતન વર્ષની કાર્યશ્રેણીનો વિચાર કરતા હશે–એકાંતમાં, ધ્યાનમાં અને આત્મનિરીક્ષણમાં. ધર્મ અને ચિત્રકળાનું એ ઉદ્‌ભવસ્થાન હશે, ઉત્સવયાત્રીઓનું એ તીર્થસ્થાન હશે અને એ બધાય યાત્રીઓના આનંદ કલરવો જ્યારે એક સામટા નિકળતા હશે ત્યારે દિગંતમાં એના પડઘા પડતા હશે.

દુર્ગંધથી અકળાઈને કલ્પનાનો પ્રદેશ ત્યજી ફરી પાછા લેખક નિસર્ગને ખોળે આવી પહોંચે છે. શ્રી. અંબાલાલ આ ગુફાઓના સર્જકોની પ્રચંડ શક્તિ આગળ પોતાનું મસ્તક નમાવ્યા વિના રહી શકતા નથી. ખાસ નોંધપાત્ર એ છે કે એ ગુફાઓની અસર જોનારના હૃદયમાં કોઈ એવી ભુરકી

ભરી દે છે કે જાણે બહાર આવ્યા છતાંય આપણે ગુફાની અંદર જ હોઈએ તેમ કલાકો સુધી લાગ્યા કરે છે.

સાયંકાળે સૂર્ય પોતાનાં છેલ્લાં તેજ કિરણો નીરવ શાન્તિમાં ભીંતો ઉપર અંકાયેલાં ચિત્રપટો પર નચાવી રહ્યો હતો. એ બધુંય કેટલું તાજું, કેટલું નવીન, કેટલું આહ્લાદક, કેટલું જીવંત લાગતું હતું? સૂર્ય પણ કલાદેવીની કેવી મૂક આરાધના કરી રહ્યો હતો!

એ મૂર્તિઓએ લેખકના મનોરાજ્યમાં નવીન ભાવ જગાવ્યા છે. અજંતા ખરેખર સ્વપ્નરાજ્ય સમાન હતી. ક્યારેય એમાંથી છૂટવાનું મન ન થાય હાવેલ, કુમારસ્વામી, લૉરેન્સ બનિયન, એરુ ઓકાકુરા કાકુઝો જેવા કળાપ્રિય ભક્તો ચિત્રકળા ની પાછળ આટલા આટલા ગાંડા બને છે તે લેખકને મન હવે સમજાય છે. દોઢ હજાર વર્ષ

હિન્દની પ્રતિષ્ઠા અને ગૌરવનો પુરાવો આપવા ઉ-ભેલી એ ગુફાઓને અને એ ગતકળાને લેખક નમ્ર ભાવે નમન કરે છે. તૈલરંગી ચિત્રો કરતાંય વધુ ચિરંજીવી, મીઠી, શાંત, સ્થિર અને સૌમ્ય ચિચૂ-ડાના પાણીમાં ઘૂંટીને બનાવેલા રંગ હોય છે એ ભાન સાથે લેખક પોતાનું વર્ણન કરતા પહેલાં-આગળ વધતા પહેલાં-ત્યાં જ અટકે છે.

## ૯. ઇતિહાસ વિષે દૃષ્ટિ: મશરૂવાલા

મનુષ્ય જીવનના વિકાસમાં પોતાના અનુભવોની સ્મૃતિઓ તાજી થવાનું મહત્વ છે તેવી જ રીતે પ્રજાના વિકાસમાં ઈતિહાસને છે. અનાદિ ભૂતકાળથી ચાલી આવતી પ્રજાના જીવનમાં કાળના તડકા-છાંયાથી વિલુપ્ત અને દૃઢ થયેલી સંસ્કાર સરિતાનો માત્ર એકલ અને સનાતન સાથી એ જ ઈતિહાસ. ઈતિહાસ બહુધા અસત્ય જ હોય છે. આપણા આખા જગતના ઇતિહાસો પ્રખર મુત્સદ્દીઓના હાથે લખાયા

છે; આને માટે જ ઈતિહાસમાં જગતભરમાં જૂઠાણું સમાયું છે. સાચો ઈતિહાસ તો એને કહેવાય જેમાં પ્રજાના આજના સંસ્કારોની સંપૂર્ણ માહિતી હોય. સાચો ઈતિહાસ તો એને કહેવાય જે પ્રજાના ગુણોના અસ્તોદયની પવિત્ર નોંધ હોય-જે ભૂતકાળથી નહિ પરંતુ વર્તમાનમાંથી શરૂ થઈ ભૂતકાળ તરફ જતો હોય અને જે પ્રજાના જુદા જુદા વર્ગોના આજના જીવનને સંપૂર્ણપણે સમજાવતો હોય.

## મુદ્દો ૨ : સાવચેત અને અસાવચેતપણે મળેલા સંસ્કારોની માનવજીવન પર થતી અસર.

સાવધપણે કે અસાવધપણે મનુષ્યના વ્યક્તિગત તેમજ પ્રજાસમસ્તના વિકાસમાં પ્રત્યેક અનુભવી-સ્મૃતિ કાંઈક સંસ્કારની છાપ હંમેશાં ટૂંક સમય માટે જરૂર મૂકી જાય છે એ અનુભવની સ્મૃતિ જેમ સતેજ તેમ એના સંસ્કાર વધુ સુદૃઢ અને જેમ એ સ્મૃતિ ઉપરછલી તેમ એ સંસ્કાર હંમેશાં અસ્થિર

રહેવાના. હા, પણ એનો એક કાયદો એ છે કે સાવધપણે મેળવેલો અનુભવ મનુષ્યને ભવિષ્યમાં ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન થતું અટકાવવા માટે જાગૃત કરી જાય છે, જ્યારે અસાવધ દશામાં મળેલો અનુભવ અણપ્રીછ્યો જ આથમી જાય છે; અને એ સંસ્કારના બળથી થયેલી ક્રિયા ઘણીવાર આપણા લક્ષમાં આવતી નથી. અસાવધપણામાંથી જન્મેલા સંસ્કારોને વશ થવું એ સહજ હોય છે; એમને વશ કરવાનું કઠણ થાય છે.

ખાસ કરીને જન્મના અને શૈશવના સંસ્કારો મનુષ્યને અસાવધપણે મળે છે, અને ભવિષ્યમાં પણ મનુષ્ય જેટલો ઓછો જાગૃત તેટલો અસાવધ–સંસ્કારનો જમાવ વધુ થાય એ સહેજે સમજી શકાય તેમ છે.

પરંતુ સાવધપણે મળેલા અનુભવની સ્મૃતિ લાંબે ગાળે પણ પ્રયત્નથી સહેજ જાગૃત કરી શકાય છે. એક જ દાખલો બસ થશે. અસાવધ દશામાં માત્ર બે

એક ક્ષણુપર થએલી વાત આપણને યાદ રહેતી નથી જ્યારે બે–અઢી વર્ષની ઉમ્મરે સાવધ દશામાં કરેલા અનુભવ મનુષ્ય ધારે તોયે ભૂલી શકતો નથી.

**મુદ્દો ૨: જીવન એટલે અપાર અનુભવસંસ્કારથી ઉપજેલી માનવપ્રકૃતિ**

ઉપર કહ્યા મુજબ જન્મથી જ પ્રત્યેક બાળક ઘણા ઘણા સંસ્કારો લઈને આવે છે; પછી એ સંસ્કારો કાંતો આનુવંશિક હોય, કાંતો પુર્વજન્મના હોય; કાંતો મિશ્ર હોય. પરંતુ આ બધાય સંસ્કારો ક્યા અને કેવા અનુભવોને આભારી છે એ કહેવું અત્યંત મુશ્કેલ છે. ઘણું કરીએ તો બહુ બહુ તો ભૂતકાળના કોઈ અણુ જેટલા વિભાગની અને જીવનની માત્ર એકાદ સ્થિતિનું જ સ્મરણ આપણે કરી શકીએ.

એવા અપાર અનુભવસંસ્કારથી માનવપ્રકૃતિ ઘડાય છે. ભૂતકાળમાં દૃઢ સંસ્કારો એમાં કેટલીયે વાર વિલુપ્ત બની વળી પાછા દૃઢ બન્યા હશે—

જેમાંના કેટલાક સાવ અર્વાચીન છતાં નિર્બળ, કોઈ બાલ્યવયના છતાં સુદૃઢ, તો કેટલાક તાજા હોવાને સુદૃઢ અને પ્રાચીન હોવાને લીધે નિર્બળ જણાતા હશે.

અને એટલું તો શાસ્ત્રો કહે છે કે જે જે અનુભવને લીધે પૂર્વજોના જીવનમાં જે જે ફેરફાર થાય તે સર્વ ફેરફારોની સાક્ષી પ્રત્યેક બાળક ટૂંકામાં આપે છે.

ભૂતકાળના અનુભવ-ઇતિહાસની આપણને સ્મૃતિ ન હોવા છતાંય એ અનુભવે કરેલા ફેરફાર આ જીવનમાં આપણે જરૂર અનુભવીએ છીએ અને આપણી આજની સ્થિતિ એ સંસ્કારોના ફળરૂપે છે એ પણ આપણે જાણીએ છીએ. તેવી જ રીતે આપણું આજનું જીવન પણ, ઇતિહાસની સ્મૃતિ આપણને ન હોય છતાં, ઇતિહાસનું જ પરિણામ છે એ ભૂલવું ન જોઇએ. અને જેટલે અંશે વ્યક્તિને તેટલે જ અંશે સમાજને આ નિયમ લાગુ પડે છે.

## મુદ્દો ૩ : પ્રજાને ઘડનારાઓમાંનો એક :-

આજે જુદી જુદી પ્રજાઓના ઇતિહાસ જાણવાથી એમણે કરેલી ભૂલો અને ધ્યેય પ્રાપ્તિ માટે એમણે સહન કરેલી યાતનાઓ અને મુશ્કેલીઓનો ધડો લઈ એવા અનુભવ વિના જ આપણે ધ્યેય પ્રાપ્ત કરી શકિએ એમ કેટલાક માને છે પરંતુ દુનિયામાં કોઇ પ્રજા આજે એવી નથી જેને દુર્ગુણોને લીધે સામાની પડતી જોઈ પોતાના દુર્ગુણોને પોષ્યા ન હોય, રાજ્યવિસ્તારના મદમાં નામશેષ થયેલી પ્રજાને જોઈ પોતે રાજ્યવિસ્તાર ઇચ્છતી ન હોય. એટલે પ્રજાએ પ્રજા તરીકેની પૂર્ણતા પ્રાપ્ત કરવી હોય તો, બીજાઓનો દાખલો લે કે ન લે તોયે એક નિશ્ચિત ક્રમમાંથી પસાર થવું જ ઘટે.

'નામ તેનો નાશ' એ કહેવત તો બધાએ સાંભળી છે. અને માટેજ પ્રત્યેક પ્રજા, પ્રત્યેક રાષ્ટ્ર, પ્રત્યેક સામ્રાજ્ય પોતાના જન્મ સાથે જ પોતાના

નાશનાં બીજ વાવે છે. પ્રજાના ગમે તેવા પુરુષાર્થ છતાં એ નાશ વહેલો–મોડો થવાનો એ નિઃશંક હોય છે.

મનુષ્યને જીવનમાં થતો પ્રત્યેક અનુભવ એના માનસમાં કોઈક ગુણ નિર્માણ કરે છે અને સાથે સાથે કાંઈક શારીરિક ફેરફાર પણ કરે છે. તાર દ્વારા જેમ વીજળી તેમ શરીર, મન, બુદ્ધિ અને જીવન દ્વારા મનુષ્યમાં અદૃશ્યપણે વહેતી ગુણશક્તિ પ્રગટે છે; અને માટે જ ગાફેલ મનુષ્ય પર એકના એક સંસ્કારની વારે ઘડીએ પડતી છાપ કોઈ નવો જ ગુણ ઉત્પન્ન કરે છે. આટલા માટે જ લેખકો, ઉપદેશકો, શિક્ષકો, અને દેશનેતાઓનું ધ્યાન પ્રજામાં નિર્માણ થવા જોઈતા ગુણાનુરૂપ સંસ્કારનું સિંચન કરવા તરફ જ હોય છે.

પરંતુ દરેક જમાનામાં ઓછીવત્તી મહત્ત્વાકાંક્ષાવાળા પુરુષો આ નિયમનો દરેક રીતે ઉપયોગ કરે છે:–ક્યારેક પોતાની સ્વાર્થ સિદ્ધિ માટે,

ક્યારેક તાત્કાલિક પરિણામ ઉપજાવવાની લાલચે, તો ક્યારેક ઈરાદા વિના કે ઇરાદાપૂર્વક, મોહ કે વિવેક બુદ્ધિથી કે કોઈ ચોક્કસ સંસ્કારોથી પ્રજાજીવન ઘડવા માટે.

આમ સંસ્કાર નાંખનારા અને તેમની સંસ્કૃતિઓ જમાનામાં તો અસંખ્ય છે અને તેમાંનો એક–પ્રજાજીવનને ઘડવાની ઇચ્છા રાખનારો–તે ઈતિહાસવેત્તા છે.

**મુદ્દો ૪ : ઇતિહાસવેત્તા એક પક્કો મુત્સદ્દી :–**

પ્રજાને ઘડનારાઓના બે વર્ગ પાડી શકીએ–**મુત્સદ્દી અને ધર્મોપદેશક.** આ બંનેયે સંસ્કાર સિંચન માટે પ્રવૃત્તિ કરનારા હોવા છતાં એની પ્રવૃત્તિ બહુધા ધર્મોપદેશકની તત્ત્વદૃષ્ટિ અને શુદ્ધિથી દૂર અને સામાન્યતઃ રાગ–દ્વેષાત્મક ચોકખી યોજનાયુક્ત જ હોય છે. દાખલા તરીકે હિન્દ આવેલા અંગ્રેજ મુત્સદ્દીઓના ઈતિહાસમાં ગોરાઓ માટે

આદર અને દેશી લોકો પ્રત્યે ધૃણા ઉપજે એવું જ લખાણ ભર્યું હોય છે. જ્યારે રાષ્ટ્રીય મુત્સદીઓના ઇતિહાસ-શિક્ષણમાં એથી ઉલટું જ વલણ હોય છે. શું અમેરિકા કે શું જર્મની બધે જ એ મુત્સદ્દીગીરી જળવાય છે.?

બે પાડોશીઓ વચ્ચે તકરાર થતાં બન્ને પોતાના દુર્ગુણો અને સામાના ઉપર ઉપકારને ભૂલી જઈ માત્ર પોતાના ઉપકાર અને સામાની નીચતાને જ યાદ કરી શકે છે. તેથી એ બન્નેના યથાર્થ ગુણદોષ જેમ આપણે ન જાણી શકીએ તેમ ઇતિહાસમાંથી પણ ભૂતકાળના બનાવોનું સત્ય જ્ઞાન આપણે ભાગ્યે જ મેળવી શકીએ.

'કહેવું એક ને કરવું બીજું' એ જ જેની નીતિ હોય છે એવા-બહાર કરતાં અંદરથી દશગણા ઊંડા હોય એવા-મુત્સદ્દીઓને હાથે જે વ્યવહાર થાય તેનું સાચું જ્ઞાન તો તે સમયના લોકોને-તેમના

નિકટના માણુસને પણ નથી હોતું, તો લાંબે ગાળે થતાં ઐતિહાસિક સંશોધનો કેટલે અંશે સાચાં હોઇ શકે એ પ્રશ્ન ખૂબ ચર્ચાસ્પદ છે. કોઇવાર સાચી બીના આપોઆપજ બહાર આવી જાય એ બની શકે છે. બાકી ઇતિહાસનાં પાત્રોની મુત્સદ્દીગીરીને લીધે પ્રજાને સૈકાઓ સુધી ભ્રમમાં રહેવું પડે છે એ નિર્વિવાદ છે.

મુત્સદ્દી હોવાને લીધે ઈતિહાસકાર અનેક રીતે એમાં અસત્ય ભેળવે.

દા. (૧) તદ્દન જૂઠી વાતો ઉપજાવી કાઢીને.

(૨) સાચી વાતો દાબી દઇને.

(૩) પોતાના ઉદ્દેશને અનુકૂળ સત્ય હકીકતોની ઉપર ઓપ ચઢાવી વધારે આકર્ષક બનાવીને.

(૪) પોતાને પ્રતિકૂળ સત્ય હકીકતો ગૌણુ બનાવીને.

(૫) છૂટક છૂટક સત્ય હકીકતો વચ્ચે અસત્ય સંબંધ બેસાડીને.

(૬) પુષ્કળ સત્યમાં થોડુંક-પણ પોતાના ઉદ્દેશને અત્યંત મહત્વનું-જૂઠાણું ભેળવી દઈને. જેમ સાચા સાક્ષીને તોડવો લગભગ અશક્ય અને જૂઠાને પકડવો સહેલ છે પરંતુ પુષ્કળ સાચી હકીકતમાં પોતાના પક્ષને લાભ થાય એવું થોડું અસત્ય બોલનાર સાક્ષીને તોડવો મુશ્કેલ છે તેમ મૂળ પ્રસંગના વર્ણનમાંથી સત્યાસત્ય શોધવાને બદલે સાક્ષીઓની પ્રતિષ્ઠા, ચારિત્ર્ય, એકબીજા સાથે સંબંધ કે વૈર એ બધા વિના વસ્તુનો યથાર્થ ચુકાદો આપવો મુશ્કેલ છે. આ વાતમાં એક સાસુવહુની મિલકત-માલિકી હકની તકરારનું સરસ બયાન લેખકે આપ્યું છે.

**મુદ્દો ૫: પ્રજાના વિકાસ માટે પ્રજાના પાછલા જીવનનું અવલોકન કરનાર ઈતિહાસકારની વૃત્તિ :-**

જે ઈતિહાસકાર રાષ્ટ્રીય સંકુચિતતા કે રાગ-દ્વેષથી પર રહેવા ઇચ્છતો હોય ને પ્રજાના વિકાસ

માટે પ્રજાના ભૂતકાળનું અવલોકન કરવા પૂરતું ઇતિહાસનું અધ્યયન કરતો હોય એણે ઈતિહાસ વિષે કેવી વૃત્તિ રાખવી જોઇએ એની એક વિસ્તૃત રૂપરેખા લેખક હવે જણાવે છે.

૧. પ્રથમ તો ઈતિહાસવેત્તાને પોતાની પ્રજાના આજના સંસ્કારોની ઠીક ઠીક માહિતી હોવી જોઇએ; અને મનુષ્યનું વર્તમાન જીવન પણ અનાદિ ભૂતકાળના પ્રત્યેક સંસ્કારથી રંગાએલું છે એ ભૂલવું ન જોઈએ.

૨. ઇતિહાસ એટલે પ્રજાના ગુણોના અસ્તોદયનો ઇતિહાસ જ માનવો જોઈએ. પ્રજાના અમુક જય પરાજય, સમૃદ્ધિ ને ગરીબી, ઉન્નતિ કે અધોગતિ જે જે ગુણદોષોને આભારી હોય તેનું સંપૂર્ણ અધ્યયન એને હોવું જોઈએ.

આ બાબતમાં નામશેષ થયેલી પ્રજાઓનો

ઇતિહાસ લખવામાં લેખકને મુત્સદ્દી દૃષ્ટિ રાખવાનું પ્રયોજન ન હોવાથી લેખક તટસ્થ રહી શકે. આથી 'એવી અનેક પ્રજાઓના ઇતિહાસમાંથી માનવ જાતિના ગુણસ્વભાવનાં ઉદય, ઉત્કર્ષ, રૂપાન્તર તથા અસ્તના કાંઇ સામાન્ય નિયમો છે કે કેમ તે શોધી શકાય' અને પ્રત્યેક પ્રજા કે તેના કોઈ વિભાગની વિકાસ ભૂમિકા જૂની પ્રજાના કયા કાળની સ્થિતિ સાથે સુસંગત છે એ શોધી શકાય.

૩. ઇતિહાસનું વિગતવાર શિક્ષણ વર્તમાનથી પ્રાચીનમાં જનારૂં હોવું જોઇએ; અને એ પહેલાં પ્રાચીનથી માંડી છેક અર્વાચીન સુધીની ટૂંકી-ઉડતી નોંધ લેવાવી જોઈએ. પરંતુ જેમ નદીના મૂળ તરફ ધીમે ધીમે જવાય તેમ પ્રજાના ભૂતકાળ તરફ જવું પણ એટલુંજ મુશ્કેલ છે. એટલે વર્તમાન યુગની શરૂઆત ૨૫, ૫૦ કે ૧૦૦ વર્ષની પહેલાંના બનાવથી શરૂ કરીને આજની સ્થિતિ પર આવવું રહ્યું. એવી શરૂઆત ગમે ત્યાંથી થાય પરંતુ બહુ દૂર

ભૂતકાળથી થવી ન જોઈએ. પ્રજાની છેલ્લામાં છેલ્લી સ્થિતિ જેને આભારી હોય એ ભૂતકાળથી જ એની શરૂઆત થવી જોઇએ. એ રીતે જોતાં હિંદુસ્તાનનો ઇતિહાસ યુરોપિયન કંપનીઓના કે ૧૮૫૭ ના બળવાથી શરૂ થવો જોઈ એ.

આપણી આજની સ્થિતિ, સંસ્કારો, વિશેષતાઓ, ખામીઓ વગેરે લગભગ સૃજનજૂનાં હશે ને એમાંથી આપણા વર્તમાનનો થોડોક—કદાચ મોટો ભાગ ઘડાયો હશે, માટે સમગ્ર ઇતિહાસના સિંહાવલોકનમાં એનું નિરૂપણ કરવું જોઇએ. પરંતુ વર્તમાન જીવનમાં આપણી પ્રજા જે જે ગુણસ્વભાવનું દર્શન કરાવે છે તે કેટલેક અંશે અર્વાચીન બળોને આભારી હોઈ, વર્તમાનયુગના શરૂઆતના વખતની સમાજના જીવનની સમગ્ર સ્થિતિના નિરૂપણથી શરૂ કરી, વર્તમાનયુગનો ઇતિહાસ તપાસી આજની સ્થિતિના અવલોકન આગળ એનો અંત લાવવો જોઇએ. તદુપરાંત ઇતિહાસની આલોચનાથી ઉપજતા

અનુમોદનો અને વર્તમાનની પ્રત્યક્ષ સ્થિતિ બન્નેનો સુમેળ સાધવો જોઈએ.

જેમ કુશળ ડૉક્ટર રોગીના જીવનનો સર્વ ઇતિહાસ બારીક પણે જાણી લે છે એ રોગીનું જીવનચરિત્ર જાણવા માટે નહિ પરંતુ રોગની આજની સ્થિતિ, કારણ અને ઉપચાર ખોળવા માટે. જેમ પ્રાચીન કાળમાં ગુરુઓ પોતાના વિદ્યાર્થીનાં કુળ, ગોત્ર, કુળાચાર વગેરેની બારીક તપાસ વિદ્યાર્થીનાં જીવનચરિત્ર કે વંશાવળીની નોંધ માટે નહિ. પરંતુ વિદ્યાર્થીના વિશિષ્ટ સંસ્કારોને અનુસરી એની કેળવણીનો પ્રકાર નિશ્ચિત કરવા માટે. તેમ પ્રજાના ભૂતકાળનું અધ્યયન પણ એ જ હેતુથી થવું જોઈએ.

૪. જો બે મનુષ્ય પણ સમાન ભૂમિકા પર નથી હોતા તો હિન્દુસ્તાનના જેવી ઘણી મોટી પ્રજાના બધા વિભાગો ગુણસ્વભાવના વિકાસમાં એક જ ભૂમિકા પર ન જ હોઈ શકે. અને એને

માટે આપણી વર્ણાશ્રમ વ્યવસ્થા, સ્થાનિક ભેદો, હિન્દુધર્મનું વિશાળ સ્વરૂપ, અત્યંત ભિન્ન ધર્મોના સંસ્કારવાળી પ્રજા સાથે સંબંધ-એ બધાં કારણભૂત છે.

આ વસ્તુને સ્પષ્ટ કરતાં લેખક કાળ વિભાગનો એક સુંદર નકશો દોરીને બતાવે છે કે માનવ સ્વભાવનાં સંક્રાન્તિકાળ દરમ્યાન એનામાં જે ગુણોના દર્શન થાય છે તે તામસથી માંડીને રાજસ અને સાત્વિક તરફ; દરિદ્રથી માંડીને સમૃદ્ધ અને ઉદાત્ત તરફ; પરાક્રમથી માંડીને સુખ, મદ, કાયરતા, સંયમ, વિલાસ અને આખરે દુરાચાર તરફ વળે છે.

૫ આમ હોવા છતાંએ કદીયે ન ભૂલાવું જોઇએ કે પ્રજાના બધા ભાગો બાહ્ય પરિસ્થિતિ સરખી હોવા છતાં એક સરખા સંસ્કારો મેળવી ન શકે. દા.ત.—એકજ પ્રકારના ખાતરમાંથી શેરડીનો ગળ્યો અને લીમડાનો કડવો રસ નિપજે છે. એક જ સુંદર ચિત્રની ચોપડીનો ઉપયોગ એક, સાત ને દશ વર્ષનો બાળક જુદી રીતે કરે છે. તેમ

પ્રજાના વિભિન્ન ભાગો એક જ બાહ્ય પરિસ્થિતિમાંથી કદીક ભિન્ન તો કયારેક સમાન ગુણો વિકસાવે. પ્રજાના આજના અને ભાવી જીવનના અંદાજ માટે આ વસ્તુ ધ્યાનમાં રાખવી ઘટે.

૬. મુદ્દા ૨ માં જણાવ્યા મુજબ જેમ મનુષ્યનાં વ્યક્તિગત જીવનમાં તેમ પ્રજાના સમૂહજીવનમાં પણ ગુણવિકાસનો નિશ્ચિત ક્રમ ક્રાન્તિકારી ગુણોને જ આભારી છે. એક પ્રજા જે જે ગુણસ્વભાવનું જુદે જુદે સમયે દર્શન કરાવી નાશ પામે તે ગુણસ્વભાવ માંથી કેટલાક કાંતો આકસ્મિક હોય કાંતો માનવજાતિના જીવનના વિકાસસૂચક હોય. કોઇ પણ પ્રજાના ઇતિહાસની તપાસ માટે આ નિયમ એક રામબાણ ઇલાજ લેખી શકાય. જે પ્રજાનો અથવા એના વર્ણનો ઇતિહાસ તપાસવો હોય તેની સામાન્ય (average) વ્યક્તિઓનાં જીવનનું સૂક્ષ્મ અવલોકન, તેઓ કેવા ગુરૂસ્વભાવમાંથી કયારે, કયાંથી અને કેમ આવીને અટકયા એ જાણવા પુરતું જરૂરી

છે. કોઈ પ્રજાના અસાધારણ પુરૂષોના જીવનનું અધ્યયન પણ એટલું જ ઉપયોગી નીવડે. આને માટે જ આપણા પ્રાચીન અને મધ્યકાલીન ઇતિહાસની શોધમાં આપણી પ્રજાના જુદા જુદા વર્ગોના સમૂહ-જીવનને સમજવા માટે સામાન્ય વ્યક્તિઓના આ સમગ્ર જીવનનું અવલોકન ઉપયોગી થાય. આને માટે લેખકનું એક વાક્ય જ બસ થઇ પડશે. "જીવ-નને એક ઊંચો અથવા ઊંચોનીચો ચડતો દાદર કલ્પીએ, તો પ્રજાનો કયો ભાગ કયા પગથીએ આજે છે અથવા ભૂતકાળમાં હોત તેનું આ રીતે આપણે દર્શન કરી શકીએ."

## ૧૦ મુસાફર : 'ધૂમકેતુ'

## મુસાફરની નજરે હિરણ્ય મહેલનું વર્ણન :-

નિર્જન એકાંતમાં સંધ્યાના સૂર્યથી પ્રકાશિત, પાણીના કણમાંથી પસાર થતા સાત રંગમાં ફેલાતું એવું રંગીન, કાચની બારીમાં થઇને પડતું સપ્તરંગી તેજ, દરવાજામાંથી પ્રવેશતા મુસાફરને આરસની

ફરસબંધી પર ઘેરી વળ્યું. કાપેલી મેંદીની વાડ, લાલ માટી પાથરીને મોહક બનાવેલો નિર્જન માર્ગ, તેજહીન, ઉજ્જડ અને ઉદાસ મહેલ અને એ બધા-યમાં ભળતું મૃત્યુનેય ભૂલાવે એવું કાળું ઘોર મૌન અને એની વચ્ચે ચાલતો એક અજાણ્યુ યાત્રી, લાક-ડીને ટેકે ચાલતો, નિરવ શાંતિમાં નિર્જીવ લાકડીને ટેકે સજીવ બની, કયાંક થોભતો, ઘડીક ચાલતો, કંઈક શોચતો, એકલો અટુલો, કલ્પનાતીત ભવ્યતાને વરેલા હિરણ્યમહેલના મુખ્ય દ્વાર પાસે અટકયો.

તેણે સત્યશોધક મુમુક્ષુની જેમ ચોતરફ નજર ફેંકી. પગથિયાંની ઉભય પક્ષે સપ્તરંગી આરસની બારીક નકશીવાળી જાળી, રજનીરાણીના વસ્ત્ર જેવા રંગબેરંગી ફૂલ-ગુચ્છા, હિંગળોકરંગી પ્રસ્થરનો કોરેલો શાંત પહેરેગીર, મુખ્યદ્વાર સમીપ એક આર-સની પ્રતિમા-શાંત, જડ, ને ચેતનહીન છતાં જીવન્ત, સૌન્દર્યની પ્રતિમૂર્તિશી સ્નિગ્ધ અને સૌમ્ય એની નજરે ચઢી.

અણુબોલ્યો, અણુબોલાયો, એકલો ઉદાસીન, પ્રસન્નચિત્તે ને પ્રશાંતહૃદયે એણે પગથિયાં ચઢવાં શરૂ કર્યાં. કુંકુમરંગી સ્વસ્તિક જડીત સોપાન જોઇ મુગ્ધ થતો, અવસ્થાભારથી નમેલો, હીણુતેજ મુસાફર હિરણ્યમહેલના સૌન્દર્યથી અંજાઈ, આકર્ષાઈ જરાજીર્ણ દેહમાં પ્રાણ પૂરતો ઉપર દિવાનખાનામાં પહોંચી ગયો.

ચંદનના બાજઠ ઉપર રેશમી આસન, છતમાં લટકતાં ઝુમ્મર અને તારાખચિત રજનીથી મોતીભરેલ જાજમ, છત પર સોનેરી જલપ્રવાહમાં સ્નાન કરતી અપ્સરાનાં કલ્પનાચિત્રો ને નીચેની જાજમમાં ગુંથેલો રતિનાથનો દેહ એ બધું વાસ્તવિક છતાં કલ્પિત, સત્ય હોવા છતાંય ભ્રમિત લાગતું હતું.

'મુસાફર ત્યાં હતો. અખૂટ સમૃદ્ધિ હતી. અદ્ભુત સૌન્દર્ય હતું. અનુપમ કલા હતી. શાંતિ હતી. પણ...એ સઘળું જેને લીધે જીવન્ત લાગે છે તેવું કોઇ મનુષ્ય ત્યાં ન હતું.'

આટઆટલું સૌન્દર્ય હોવા છતાં જ્યાં માણસની ગંધેય ન મળે એવા સૌન્દર્યસ્થાને–પછી ભલેને તે સ્વર્ગ હોય–એને મનુષ્ય શું કરે? અને એટલે જ એક અંગ્રેજ કવિએ કહ્યું છે 'Man in man among man only.' (માણસનું મનુષ્યત્વ જ્યાં મનુષ્યની હયાતિ છે ત્યાં જ છે, નહિ કે જ્યાં મનુષ્યનું નામનિશાને હોય નહિ.

એટલે જ મુસાફરને લાગ્યું કે આ બધું જ–એ મહેલ, એ બાજઠ, એ જાજમ, એ ચિત્રો, એ અપ્સરાઓ, ભ્રમિક છે, મિથ્યા છે, માયા છે, સત્ નહિ પણ અસત્ છે, સજીવ નહિ પણ નિર્જીવ છે. એ મિથ્યાપણાના, એ માયાના, એ ભ્રમના જાગૃત આભાનમાં જ મુસાફર ઘડીભર સ્તબ્ધ બની ઉભો રહ્યો.

**હિરણ્યમહેલવાસી આધેડ પુરૂષ અને અજાણ્યા મુસાફરની વાતચિતનો ટૂંક ખ્યાલઃ–**

વાસ્તવ અને કલ્પનાના પ્રદેશમાં મુસાફર હજી

તો ભ્રમતો હતો ત્યાં સામેનું દ્વાર ઉઘાડીને એક આધેડ પુરૂષે મુંગામુંગા પ્રવેશ કર્યો. એ પુરૂષના સશક્ત ને રસિક જણાતા ચહેરા ઉપર કાંતિ અને વિષાદની, સુખ અને દુઃખની એકસરખી છાયા પથરાઇ હતી.

ઇશારતના આમંત્રણે પથિક અંદર ગયો અને સુગંધીત અનિલને ગુલાબજળના છંટકાવથી પળવાર મુગ્ધ બની બેઠો. સમૃદ્ધિથી અંજાયેલો મુસાફર અને મનો-દમને સમૃદ્ધિનું ગૌરવ સાચવી રાખતો આધેડ પુરૂષ બન્ને એક જ સ્થિતિ અનુભવી રહ્યા.

મુસાફરે આખરે મૌનભંગ કરતાં પૂછ્યું કે કદીય ત્યાં કોઈ આવે છે? નિરાધારીની વેદના કરતી વાણીમાં પેલા આધેડ માણસે કહ્યુ કે 'ઘણા, પણ રહે છે કોક.' માત્ર એ પોતે જ ત્યાં રહેતો હતો. અને મુસાફરે ત્યાં રહેવાની ઇચ્છા દર્શાવતાં પેલાએ કળ દબાવી એક યંત્ર-માનવને બોલાવ્યો ત્યારે

તો મુસાફર ખરેખર ચમકી ઉઠયો. સીધી ચાલ, અક્કડ શરીર, ને ચોક્કસ પગલાં ભરતા ઉદાસ, શાંત, અમિત ને તેજહીન યંત્ર–માનવે સલામ કરી, પણ આખરે તો એ યાંત્રિક આવકાર જ ને? એ હૃદયહીન શિષ્ટતા, એ ભાવહીન આવકાર માનવ પ્રેમ કેમ આપી શકે? હૃદયની ભૂખ કેમ ભાગી શકે?

એ યંત્ર હતું કે માનવ એ મુસાફરને ન સમજાયું. પેલાએ કહ્યું કે ત્યાં તો બન્ને એક જ હતાં. અતિલક્ષ્મીના એ રોગીને પોતાની જાતે કોઈ પણ કામ કરવાનો અધિકાર ન હતો. જ્યાં બધું જ કામ યંત્ર કરે ત્યાં માણસે શું કરવાનું બાકી રહે? એ યંત્ર હોય યા ન હોય એ એને મન સરખું જ હતું. યંત્ર હોવા છતાંયે એનું જીવન તો એકલું અને અટુલું વીતી રહ્યું હતું.

મુસાફરે પેલાને જવાબમાં કહ્યું કે એ સ્થળ એને કોઈએ બતાવ્યું ન હતું–માત્ર એને ગમ્યું ને એ આવ્યો. પરંતુ એ સ્થળ તો કોઇનેય ગમતું ન

હતું. અને એનો ઇતિહાસ જો એ સાંભળે તો એ મુસાફર પણ ત્યાં જ રહેવાનું પસંદ કરે એવું એ પુરૂષે મુસાફરને જણાવ્યું.

જીજ્ઞાસા પ્રતિપળે વધતી હતી. પેલાએ સ્વર્ગનેય ટપી જાય એવા એ સ્થાનની શાપ કથા કહેવા માંડી. એ શાપ માત્ર એટલો જ કે એમાં પ્રત્યેક સગવડ મળે, સહચાર મળે, બધું જ મળે, ન મળે માત્ર સ્નેહ કે સુખ. ફક્ત યંત્ર-માનવના સહકાર વિના દુન્યવી માણસના કોમળ સહચારની તો આશા જ ન રાખી શકાય. એ બધી સમૃદ્ધિ જો જોઇતી હોય તો જીવનભરની એકલતા ભોગવવા માણસે તૈયાર રહેવું જોઇએ; અને જો એક વખત એ સ્થિતિનો સ્વીકાર કર્યો તો બીજા કોઈને એ-જ રીતે-એજ શરતે-વારસામાં સોંપીને માણસ એમાંથી મુક્ત થઈ શકે. જો મુસાફર પણ તૈયાર હોય-માત્ર એકલતાને ભોગે અઢળક સમૃદ્ધિ ભોગવવા પણ તૈયાર હોય-તો હિમાલય જેવી અચળ,

અગ્યોઞત, નિડર, બેપરવાઇથી ભરેલી અનન્ય સમૃદ્ધિનો સામો એ બની શકે.

પરંતુ મુસાફરનો આત્મા એ કેમ કબૂલ કરે ? ધન, વૈભવ, કીર્તિ એ બધાંને ઠોકર મારી સત્યની શોધમાં સામાન્ય માનવતાની શોધમાં મુસાફર પોતાને પંથે વળી ગયો અને એક ફીક્કું નિર્બળ હાસ્ય—મૃત્યુની જીવંત છાયા સમું એ હાસ્ય—એ સ્થળની નિર્જનતાની પ્રતીતિ કરાવતું જાણે કહી રહ્યું હતું, ‘કોઇ કહેતું નથી,’ ‘કોઇ રહેતું નથી !’

મનના એ વિચારને શબ્દોમાં મૂર્ત સ્વરૂપ આપી તે પોતાના એકાંતવાસમાં પાછો ફર્યો ત્યારે ગૂઢ શાંતિમાં એનાં પગલાં ભયંકર ઉદાસીનતાના પડઘા પાડી રહ્યાં.

---

# ૧૧ વૈશાલીની વનિતા: પ્ર. ચં. દિવાનજી

## ( અંક ૧ લો: પ્રવેશ ૪ થો )

પાટલીપુત્રમાં દેવભૂતિ નાગરકની કચેરીમાં શ્રવણુ ગોપે દેવભૂતિના કહેવાથી અગ્નિવેશ્યને હાજર કર્યો. દેવભૂતિના પ્રશ્નના જવાબમાં અગ્નિવેશ્યે જણાવ્યું કે પોતે વૈશાલીનો રહેવાશી હતો અને પોતાની સ્ત્રીની શોધ માટે અહીંના સ્થાનિકને વિનંતી કરી હતી. દેવભૂતિએ જણાવ્યું કે તેની સ્ત્રીએ કોઇ ક્ષત્રિય સાથે પુનર્લગ્ન કીધું હતું ત્યારે અગ્નિવેશ્યે એ અશાસ્ત્રીય હોવાનું જણાવ્યું—એણે વિશેષમાં એમ પણ કહ્યું કે એની સ્ત્રીને પોતાની સાથે પ્રીતિ હોવાને લીધે એ પુનર્લગ્ન કરે એ બિલકુલ અસંભવિત હતું. વળી જબાલાને એણે જો સો પણુ (સિક્કા) એક અર્ધમાણવક (પાંચશેર મોતીનો હાર), એક રત્નાવલી અને બીજા નાના નાના અલંકારો આપ્યા હતા તો માત્ર દોઢ બે વર્ષની અંદર સંતાન

રહિત, જબાલાને નાસી જવાનું કાંઈ કારણ ન હતું, એમ પણ એણે જણાવ્યું. અને પોતે વિદ્યાભ્યાસ કરવા માટે વારાણસી (બનારસ-કાશી) ગયો હતો ત્યારે એક ક્ષત્રિય આમ બ્રાહ્મણની સ્ત્રીને ઉપાડી જાય એ અધર્મ માટે એવા માણસને યોગ્ય શાસન થવું જ જોઈએ એવો એનો મત હતો. એના જવાબમાં દેવભૂતિએ જણાવ્યું કે એ બાબતની વધુ તપાસ થતાં અને પ્રતિવાદીઓનો પત્તો લાગતાં અગ્નિવેશ્યને ફરી બોલાવવામાં આવશે.

## ( અંક ૧ લો : પ્રવેશ ૫ મો )

પાટલીપુત્રના બાહ્ય દરવાજા પાસેથી ઇન્દ્રગલીમાં શમ્બુક અને બભ્રુ કીર્તિવર્મા ને જબાલાની શોધ માટે ઘર શોધતા ફરતા હતા. આખરે શમ્બુકે એક ૫૪૦ સંખ્યાનું (નંબરનું) ઘર શોધી કાઢ્યું. બભ્રુએ બારણાં ઠોકી ઘરના માલિકને બોલાવતા જબાલા બહાર આવી. ઉદ્ધતાઈ ભરેલો જવાબ આપી,

માત્ર દોઢેક વર્ષથી પોતે અહીં રહે છે એમ જણાવી, કીર્તિવર્મા આવે ત્યારે આવવાનું કહી, જબાલા અંદર ચાલી ગઇ. તેઓ પાસેના ઓટલા ઉપર બેઠા બેઠા વાતો કરતા હતા તેવામાં કીર્તિવર્માને ઘરમાં પેસતો બભ્રુએ જોયો. બન્ને જણા તુરત જ તેના ઘર પાસે જઇને તેને પૂછવા લાગ્યા. શમ્બુકે તેને ક્ષત્રિય હોવાનું પૂછતાં કીર્તિવર્માએ જણાવ્યું કે તે પાટલીપુત્રમાં દોઢેક વર્ષથી જબાલા નામની એક યુવતી સાથે પુનર્લગ્ન કરીને રહેતો હતો. શમ્બુકના વધારાના પ્રશ્નમાં એણે જણાવ્યું કે વૈશાલીમાં રહેતી જબાલાને એનો આગલો પતિ એને અન્નવસ્ત્ર આપ્યા વિના ક્યાંઇ બહારગામ નાસી ગયો હતો. જબાલાને કોઇ સગાંવહાલાં ન હતાં, કાકા હતા પણ નહીં જેવા-જે પાછળથી મરણ પામતાં દોઢેક વર્ષ પર જબાલાએ તેની સાથે લગ્ન કર્યાં હતાં.

શમ્બુક અને બભ્રુ સ્થાનિક બોલાવે ત્યારે કીર્તિવર્માને આવવાનું કહી ત્યાંથી ચાલ્યા ગયા.

( અંક ૧ લો: પ્રવેશ ૬ ઠ્ઠો )

અગ્નિવેશ્યની શોધમાં ફરતો શમ્બુક શોણ-ગંગા સંગમપર થતા યજ્ઞમંડપમાં અધ્વર્યુ તરીકે બેઠેલા અગ્નિવેશ્યને જોઈ તેની રાહ જોતો ઉભો રહ્યા. અગ્નિવેશ્યે આવતાં તેને નમસ્કાર કરી કીર્તિવર્મા પાસેથી મેળવેલી બધી માહીતિ અગ્નિવેશ્યને જણાવી અને અન્નપાણીનો કોઈજ માર્ગ ન રહેતાં ભૂખથી પીડાતી જબાલાએ ન છુટકે જ કીર્તિવર્મા સાથે પુનર્વિવાહ કરવાનું નક્કી કરેલું. એ પણ શમ્બુકે અગ્નિવેશ્યને સાફ સાફ જણાવી દીધું કે બહારગામ ગયા પછી જબાલાની કાંઈ જ ખબરખબર તેણે ન રાખી તે તેની મોટામાં મોટી મૂર્ખાઈ હતી. તેણે સ્હેજ ડહાપણ જો વાપર્યું હોત તો જબાલા જેવી બ્રાહ્મણ કન્યાએ કીર્તિવર્મા જેવા ક્ષત્રિયનું ઘર માંડયું ન હોત. ભગ્નાશહૃદયી અગ્નિવેશ્યે હવે આ વાત વધુ ડહોળીને કોકડી ધોઈને કાદવ ન કાઢવાનું ઉચિત ધાર્યું. શમ્બુકને પોતાનું પ્રકરણ

માંડી વાળવાનું કહીને પોતે નદી તરફ ચાલ્યો ગયો.

## ચંદ્રગુપ્તના સમયની સામાજિક સ્થિતિ

ચંદ્રગુપ્તના સમયની સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિનો ખ્યાલ આપવાનો હેતુ લેખકનો છે.

પાઠ્ય પુસ્તકમાં અંક પહેલાના ત્રણ પ્રવેશો વાંચતા આપણને જણાય છે કે એક બ્રાહ્મણ સ્ત્રીએ પોતાના પતિની હયાતિમાં એક ક્ષત્રિય સાથે લગ્ન કર્યું. આ ઉપરથી આપણને તે સમયના બે સામાજિક રિવાજો (૧) પુનર્લગ્ન, (૨) આન્તરજાતીય લગ્ન વિષે વિચારવાનું મળી આવે છે.

અષ્ટવિવાહ પૈકી આસુર, ગાન્ધર્વ, રાક્ષસ અને પૈશાચ વિધિથી થયેલા લગ્નમાં સ્ત્રી અગર પુરૂષ છુટાછેડા કરી શકે છે. પતિ પરદેશ ગયો હોય તો તેના સગાં તરફથી સ્ત્રી માટે અમુક વ્યવસ્થા અમુક સમય સુધી કરવામાં આવતી. સ્ત્રીની ઇચ્છાપૂર્વક

પુનર્લગ્ન થતાં. સ્ત્રી આ પ્રમાણે સ્વતંત્ર રહી શકતી. શાસ્ત્ર વિરૂદ્ધ પુનર્લગ્ન થવાથી સ્ત્રી-અગર પુરૂષ સામે કાયદેસર પગલાં લેવામાં આવતાં.

**ચંદ્રગુપ્તના સમયનો વહીવટ**

નીચે પ્રમાણે વ્યવસ્થા હતી.

(૧) **નાગરક** : મુખ્ય અધિકારી હતો. સુલેહ શાંતિ, સ્વચ્છતા જાળવવાનું તેનું કામ હતું. હાલના પોલીસ કમીશનર તથા મ્યુનિસિપાલિટીના પ્રમુખ જેટલું કામ કરવાની તેની સત્તા હતી.

(૨) **સ્થાનિક** : જિલ્લાનો પોલીસ અમલદાર હતો, અને તે નાગરકના હાથ નીચે હતો.

(૩) **ગોપનાયક** : સ્થાનિકના હાથ નીચે હતો. આવા બીજા નાના ગોપો પણ તેના હાથ નીચે હતા. તેઓ ગુન્હાઓની તપાસ કરતા.



## ૧૨ કરાંચીને પંથે : વિજયરાય વૈદ્ય

**શાપિત ટેન્ટેલસ જેવી સ્થિતિ અનુભવતા વિજયરાયને સેકન્ડ ક્લાસમાં જગા મેળવતાં પડેલી અડચણો:—**

નદી ટેન્ટેલસના પગ પાસે જ વહેતી હોય છતાં પાણી પીવા જતાં પાણીના કાંકરા બની જતા તેમ સેકન્ડ ક્લાસનું એકે એક ખાનું ખાલી હોવા છતાં ઈસ્ટરના તહેવારને લીધે રીઝર્વ્ડ થયેલું જોઇ લેખકને પોતાની પશ્ચિમ બુદ્ધિનું ભાન થયા વિના રહ્યું નહિ. સદ્‌ભાગ્યે એક ખાનાપર રીઝર્વ્ડનું લેબલ ન હોવાથી અંદર પેઠા તો ખરા પરંતુ એમને ધારીધારીને નિરખી રહેલા સમભાવી અંગ્રેજ સાથેની વાત પરથી એ ખાનું પણ રીઝર્વ્ડ હતું. માત્ર લેબલ જ નીચે પડી ગયું હતું–એ જાણતાં વીલે મોઢે કોઈ અપરાધીની અમૂંઝવણ અનુભવતા હોય તેમ લેખક ડબ્બા બહાર આવ્યા.

પરંતુ એમ કાંઈ એ હિમ્મત તો ન જ હારે. સેકન્ડ ક્લાસની ટીકીટ લીધી છે તો જગા મળવી જ જોઈએ—રેલ્વેવાળા પણ જો ન હોય તો મેળવી આપવા બંધાયેલા છે જ એવા સગર્વ ભાન સાથે એ તો પ્લેટફોર્મને સામે છેડે પહોંચ્યા. પણ ત્યાંયે આશાભંગ થયા વિના બીજું કાંઈ જ નહોતું. એ લોકો કાંઈ જ કરી શકે તેમ નહોતા. મુશીબત ટળવાની માત્ર આશાજ હતી, સંતોષનો માત્ર એક ટુકડો જ હતો, અને એ કે થોડીવાર પછી સેકન્ડ ક્લાસના ડબ્બા પાસે રેલ્વેનો એક દેવ આવતાં એની કૃપા મળે તો મેળવી જગા કરી લેવી.

દસબાર મિનિટે એ આવ્યો--રેલ્વેનો એ દેવ—નીચો અમલદારી તોરથી તદ્દન બેનસીબ, નમ્ર અને નિષ્પ્રભાવ. તેને ચાલતો આંતરીને સેકન્ડ ક્લાસમાં જગા નથી કે શું એવા લેખકે પૂછેલા પ્રશ્નના જવાબમાં તે લેખકને એક ડબ્બામાં લઇ ગયો, પણ એ ડબ્બોય રીઝર્વ્ડ હતો. લેખકે પેલા દેવનું એ વિષે ધ્યાન

ખેંચ્યું અને આજે પહેલીજ વાર જાણ્યું કે અમુક ડબ્બાઓ ફક્ત રાતને માટે સુવા સારૂ જ રીઝર્વ્ડ કરી શકાય છે.

પ્રવાસના શાસ્ત્રનું એ ઉપયોગી સૂત્ર લેખક આજે પહેલવહેલું શીખ્યા અને ત્યારબાદ પોતે કરેલી મુસાફરીમાં એનો ખાસ્સો લાભ ઉઠાવ્યો.

જે બેઠક પર પેલા રેલ્વે અમલદારે એમને બેસાડ્યા હતા એ બેઠકનો આળસુ હકદાર હજુ ન આવવાથી પોણાભાગની બેઠક પર આસાનીથી બિસ્ત્રો બિછાવી, પગ લંબાવી, નચિંત જીવે, લેખકે લંબી તાણી.

અંતે એ આળસુ હકદાર પણ કેવો! જેટલો આળસુ તેટલો નમ્ર! બેઠા ઘાટનો શ્લેટરંગી, ચહેરે મહોરે તે પોષાકેય દેશી, વયે આધેડ ને અલ્લાની ગાય જેવો એ આવ્યો, બેઠકનો નંબર વાંચ્યો, પોતાનીજ બેઠક પર બેસનારને એકવાર ધારીધારીને

નખશિખ નિરખ્યા બાદ પ્લૅટફૉર્મલીલામાં મશગૂલ બનેલા લેખકની બેતમા પ્રતિભાથી અંજાઈ જઈ બેઠકના છેડા પર દીનભાવે બેસી ગયો. જાણે લેખકનો ચરણરજ સેવક ન હોય! લેખકના ઢોંગનું આવરણ ઉતરડી નાંખવાનું, પગ ટૂંકાવવાનું ને કદાચ એમને ઉઠાડવાનું પગલું પણ એ ભરી શકત પરંતુ પાલનપુર સુધીની માત્ર ટૂંકી મુસાફરી સારૂ દર્દી જેવા દીનમુખી વિજયરાયને ઉઠાડવાનું ઉચિત ન લાગવાથી આવનાર હક્કદારે કશી હિલચાલ ન કરવા બદલ આવા સદ્‌ગૃહસ્થો પ્રવાસ દરમ્યાન ઘણા મળે એવી પ્રાર્થના સાથે લેખકે મુસાફરી શરૂ કરી.

**રેલ્વેની બીજા વર્ગની મુસાફરીનો લેખકને અનુભવઃ—**

બીજા વર્ગના જે ડબ્બામાં લેખક હતા તે જ ડબ્બામાં બીજા ચાર ગૃહસ્થ બેઠા હતા. બે સિંધી જેમાંનો એક રંગઢંગ ને પોશાકે યુરોપિયન જેવો

પણ સ્વભાવે નમ્ર અને શાંત, ત્રીજો પેલો આળસુ કહ્દાર અને ચોથો એવો કે જેની જાતભાત કે ઓળખાય નહિ. ટ્રેન ચાલતાં જ વેશની જેમ પરસ્પરના દેશ પણ જુદા હોય તેમ સેકંડ કલાસીઓને છાજે એવી પોતપોતાની અંગત સ્વપ્રેમ–પરિમિત સૃષ્ટિમાં એ પાંચે ય વહેંચાઈ ગયા. કોઈ કોઈની સાથે બોલે કે ચાલે. બે જણે છાપાં વાંચ્યાં, બેએ આતુરતાહીન આંખે બારી બહાર જોઈ રાખ્યું ને પાંચમાએ ડોકું છાતી પર નાંખી દઇ બેઠા બેઠા જ ઘોરવા માંડયું.

વિશ્વપ્રેમની વ્યાપક ભાવનાથી તેઓ કેટલા દૂર જઈ રહ્યા હતા. કેટલે અંશે વંચિત હતા–એનું દુઃખદ ભાન લેખકને ત્યાં જ થયું. પાપણી પાશ્ચાત્ય સંસ્કૃતિના દુષ્પ્રતાપનું જ એ ઝેર સેકંડ કલાસીઓની નસેનસમાં કેટલું ઓતપ્રોત થઈ ગયું હતું–એ લોકોને કેટલા સમાજદ્વેષી બનાવી રહ્યું હતું–એ પણ એમને લાગ્યા વિના રહ્યું નહિ. આમ સેકન્ડ કલાસીયાની

મનોદશાનો બહુ ચિતાર આ કંડિકામાંથી આપણને મળી આવે છે.

## સાબરમતીના પુલના દર્શનથી લેખકના હૃદયમાં ઉદ્‌ભવેલા વિચારોઃ—

સેકન્ડ ક્લાસીયાની મનોદશામાં લેખકે આપણી પાશ્ચાત્ય સંસ્કૃતિના દુષ્પ્રતાપનું દર્શન કર્યું. પરંતુ ગાડી સાબરમતી પર આવી કે એ જ પાશ્ચાત્ય સંસ્કૃતિના સુપ્રતાપનું દર્શન પણ એમને થયા વિના રહ્યું નહિ. સાબરમતી પર અર્વાચીન ઇજનેરી વિદ્યાનો નાનો સરખો ચમત્કાર એક બે ગોરા કે અધગોરાઓની પ્રેરણાઓ પીતા પીતા કેટલાક કાળાઓ બતાવી રહ્યા હતા—નવો પુલ બાંધવાનો કે જૂનો સમારવાનો ચમત્કાર કરી રહ્યા હતા. હિંદીઓને સુલભ એવી નમ્રતા, અહેસાનમંદી, અને આશ્ચર્યાન્ધ થવાની સૈકા જૂની પવિત્ર ફરજ બજાવ્યા વિના લેખકથી રહેવાયું નહિ, અને એ ફરજ

માત્ર આ પુલ પૂરતી હતી એમ નહિ. જ્યારે જ્યારે કોઇ પૂલ, આગબોટ, રેલ્વે કે મિલો જેવાં, જંગી કારખાનાં નજરે પડયાં છે ત્યારે ત્યારે બેહદ અંગ્રેજોનુરક્ત માનસ એમણે અનુભવ્યું છે. સાથે સાથે એમ પણ વિમાસ્યું છે કે પરગજુ અંગ્રેજોના હાથમાં આ પુરાણિયો દેશ જઈ પડયો છે એ સર્વથા યોગ્ય જ છે. નહિ તો એની દશા આજ ઓછી ભૂંડી ન હોત—અને સ્મૃતિપટ પર 'પુરાણિયા દેશ'ની છાપ પડતાં પુરાણ પ્રસિદ્ધ વિશ્વામિત્ર અને ભગીરથ એમને યાદ આવે છે—વિશ્વામિત્ર કે જેણે શતદ્રુ પર કોઇ પ્રાચીન પુલ બાંધ્યો હતો; એ ભગીરથ જેણે જમનાજીની ગંગામાંથી નહેરો રચી કૈંક બાંધકામ પાર પાડયાં હતાં—જેઓને પાછળથી દષ્ટા કે પુરાણકારે માનવાતીત રૂપ આપ્યું હતું. એકે એમ કહીને કે ભગીરથે ગંગાજળને મંત્રબળે કે સ્તુતિએ ફેરવ્યું, બીજાએ એમ કહીને કે તપોબળ અને મહાદેવમદદે સ્વર્ગમાંથી ગંગાવતરણ કરાવીને. એ

બધું યે આ પાપિની પૃથ્વીને પવિત્ર કરવા ખાતર ભલે હોય પરંતુ એ બન્નેય જગતના આદ્ય અને કદાચ એમના સમયના સર્વશ્રેષ્ઠ હિજનેરો જ હતા. આજે તો હિન્દની સ્થિતિ એથી ઉલટી છે. અર્વાચીન પ્રચલિત વિદ્યાઓના પારંગત હિંદીવાનોમાં તો બોઝ ને રૅાય, મેઘનાદ સહા કે રામન ને રામાનુજમ્ એટલા જ માત્ર જાણીતા છે. એ પાંચના પંદરસો થાય ત્યાંસુધી પાશ્ચાત્યોની આંધળી ઉપેક્ષા કરવી આપણને ન જ પાલવે એવી પ્રતીતિ પ્રત્યેક હિન્દીને થવી જોઇએ એવું લેખક માને છે.

અર્બુદગિરિની પર્વતમાળા દૃષ્ટિગોચર થતાં લેખકને ઉદ્ભવેલા વિચારોઃ—

ટ્રેન જેમ આગળ વધી તેમ જમણા હાથની ક્ષિતિજનું દૃશ્ય બદલાવા માંડયું. શરૂઆતમાં માત્ર એક પરંતુ પછીથી બેત્રણ શિખરથી માંડી આખીએ શીખરમાળ અનુક્રમે ડાબી-જમણી બાજુએ દેખાવા

લાગી. 'ડુંગર દૂરથી રળીયામણા' એ કહેવતનો સાચો સાક્ષાત્કાર અર્બુદગિરિની પર્વતમાળા જોતાં એમને થયા વિના રહ્યો નહિ. તુરતજ ભૂતકાલીન ગૌરવને સ્થાપિત કરતાં બે જુદાજુદા સાહિત્યકારોએ રચેલાં વર્ણનો તેમને યાદ આવ્યાં. એ બે સાહિત્યકાર તે પુરાણકાર અને ઇતિહાસકાર.

જંબુદ્વીપ (ભારત)ની રક્ષાકાજે ક્ષત્રિય શિરોમણી જેવાં પરમાર, પ્રતિહાર, ચૌહાણ વગેરે પુણ્ય કુળોને આજ સર્વશ્રેષ્ઠ અને ઉત્તુંગ અર્બુદાચલ પર બ્રહ્મર્ષિવર વસિષ્ઠ ગુરુએ અગ્નિકુંડમાંથી ઉત્પન્ન કર્યાં હતાં એવું કથન પુરાણકારનું છે.

મહાભારતના યુદ્ધમાં સાચા આર્યક્ષત્રિયો નામશેષ થવાથી વસિષ્ઠાદિ દીર્ઘદર્શી બ્રાહ્મણ નેતાઓએ આજ અર્બુદ પર્વત પર યજ્ઞ-યાગાદિક ક્રિયાઓ કરીને પરદેશી પરંતુ વીર્યવાન શકો અને પહેલવોને શુદ્ધ કરી આર્યત્વ અર્પ્યું હતું એમ ઇતિહાસકાર કહે છે.

પરંતુ બુદ્ધિ અને તર્કની દૃષ્ટિએ પુરાણકારનું અને આર્યત્વની દૃષ્ટિએ ઈતિહાસકારનું એ બન્ને કથનો લેખકને મન સાવ નમાલાં છે. એ તો માને છે કે આજના ક્ષત્રિય માત્ર અસલમાં અસલ છાપનાં આર્યોનાં જ બીબાં છે; સાથે સાથે જે કુસંપને લીધે છેલ્લા આઠેક સૈકાથી આ દેશનું પરદેશીઓને છુટ્ટે હાથે દાન કર્યું છે તે ક્ષત્રિયો બીજા કોઈ જ કુસંપથી ભરેલા મહાભારત યુદ્ધના દુર્યોધન અને શકુનીના વંશજ છે.

અર્બુદાચળ લેખકને નીચે દર્શાવ્યા મુજબ દૃષ્ટિગોચર થતો હતો. સપાટ મેદાનમાં આકાશ ક્ષિતિજને ટેકે ઉભેલું લાગે પરંતુ જ્યારે દૃષ્ટિ અને ક્ષિતિજની વચ્ચે પર્વત કે ડુંગરાઓનો અંતરાય આવે ત્યારે ક્ષિતિજને બદલે આકાશ તે પર્વતમાલા ઉપર ઉભેલું જણાય—અર્બુદ પર્વત પર પણ આકાશની એજ સ્થિતિ હતી.

પર્વતની નજીક જતાં એક પછી એક શિખર-માળા દેખાય અને પાસેના શિખરો મોટાં દેખાવા લાગે તેમ આબુપર્વત પણ અનુક્રમે જમણી અને ડાબી પાસ લેખકને વધતો લાગ્યો. સાથે સાથે દૂરથી ઝાંખો દેખાતો અને કાવ્ય લખવાની પ્રેરણા કરે તેવો પર્વત પાસે આવતાં જ તેની પથરાળ અને સૂકી ઝાડીઝાંખરવાળી જમીનને લીધે અણગમો ઉપજાવવા લાગ્યો.

પુણ્ય તીર્થ આબુપર્વત, વિધર્મીઓએ શોધેલી રેલ્વે જેવી યાન્ત્રિક શોધને લીધે ભ્રષ્ટ થવા ન ઇચ્છતો હોય તેમ કાંઇક સમય સુધી દૂરને દૂર જ રહેતો લાગ્યો, પરંતુ ધીરે ધીરે ભારત ને પ્રિય એવો વિશ્વબંધુત્વની ભાવનાનો સિદ્ધાંત આચરણમાં મૂકવા તત્પર બની પાસે આવતો, અને આર્યો અને અનાર્યોને લઇને ધસી આવતી લોખંડી ટ્રેનને પોતાના વિશાળ ઉદરમાં સમાવી દેતો હોય તેમ લેખકને લાગ્યો.

# ૧૩ ઇશ્વર તને નહિ મૂકે : વ્યાસ

## વાર્તાની ટૂંકી સમીક્ષા-

પ્રથમ દૃષ્ટિએ જ વસ્તુ, વાતાવરણ અને પાત્રાલેખનની સફળતા દાખવતી આ નવલિકાનો ખરો આધાર તો એની સચોટ અને સમગ્ર અસર ઉપર છે. વસ્તુ સીધું-સાદું-સત્તાધીશોના સ્વચ્છંદ શાસનના અનર્થનું-નિર્દોષ રમાના બલિદાનનું-જેટલું હૃદયદ્રાવક છે એટલું જ વાતાવરણ પણ તદ્દન વાસ્તવિક અને સચોટ છે.

'મુસાફર'ની સફળતા જો એના દૈવી જણાતા -માનવાતીતને અસ્પષ્ટ ધ્વનિ પર છે તો 'ઈશ્વર તને નહિ મૂકે' ની સફળતા એની સંપૂર્ણ વાસ્તવિકતાને લીધે છે. નવલિકાના સ્વરૂપને અનુરૂપ ઓછામાં ઓછા પ્રસંગ અને પાત્રો શ્રી. ભવાનીશંકરે આ વાર્તામાં રજુ કરીને એને બહેકતી અને નાહક ફુલીને ફાળકો થતી અટકાવી છે. પ્રસંગો તો માત્ર

બે જ સ્ટીમર પરનો અને પ્રાચીન બંદર પરનો છે. તો પાત્રો પણ વાર્તાનાયક-યુવાન કૉલેજીયન, રમા, હવાલદાર આમદ અને એના 'ભાઇ' કસ્ટદરોગા સાહેબ એટલાં જ છે. ગરીબ ડોશી અને દરોગાની પત્ની એ બન્ને પાત્રો વાર્તાની કરૂણતા માટે સહાયક બને છે ખરાં પરંતુ એ બન્નેની આવશ્યકતા અનિવાર્ય તો નહોતી જ.

## વાર્તાનો ટૂંકસારઃ—

જોસથી ભેટવા આવતાં આસમાની મોજાંઓને કચરી ગાંડા ગજરાજ જેવી એક સ્ટીમર ડોલતી, ગર્જતી પ્રાચીને પંથે વળી રહી હતી. ઉતારૂઓથી ભરેલી:એ સ્ટીમરમાં એક યુવતી "ઓ મા રે" ની ચીસ પાડી ઢગલો થઇ પડતાં એક યુવાન કૉલેજીયને એને પ્રયત્નપૂર્વક બેઠી કરી—જો કે અધમવૃત્તિ વાળા હતભાગ્ય મુસાફરોને યુવકના એ પ્રયાસમાં સ્વાર્થ અને લાલસાનાં દર્શન થયાં છતાં વાતચીત

પરથી બન્ને પ્રાપ્ત્રી જતાં હતાં એમ જણાયું. પરંતુ યુવતીના લોહી વિનાના ફીક્કા, સૂકા શરીર પર ચિંતા અને વ્યથાની ઘેરી છાયા ફેલાઈ હતી. તાવથી ધીખતા તેના શરીરમાંથી અંગારા ઝરતા હતા. શ્વાસથી તેની છાતી ભરાઈ ગઈ હતી.

થોડીવારે બંદર આવ્યું. મછવાની ઉપદ્રવ ભરેલી મુસાફરી અને સમુદ્રના ટાઢા પવનથી બેભાન થયેલી રમાને લઈને યુવક કિનારે ઉતર્યો. સુદ અગિયારશની સુમધુર ચાંદની પૃથ્વીને આંગણે વરસી રહી હતી. નજદીકની ધર્મશાળામાં રમાને લઇ જઈ, ભીનાં કપડાં ઉતારી, બિછાનામાં સુવાડવાની ખાસ-જરૂર હોવાથી યુવક કસ્ટમ અમલદારની રજા લેવા દોડયો.

ચારસો ઉતારૂઓની કતારમાંથી મહામહેનતે માર્ગ કરીને હવાલદાર પાસે પહોંચતાં 'માથું ન ખા, ભાઇ આવે ત્યારે વાત' એવો માથું તોડી નાંખે એવો-ઉત્તર મળ્યો.

ભગ્નાશ યુવક પાછો ફરતો હતો ત્યાં સામે જ 'ભાઇ' આવ્યા. રમાની પ્રતિપળે ગંભીર બનતી સ્થિતિ માટે વિલંબ જીવલેણ નિવડે તેમ હતું એ બધુંય કરુણ બયાન યુવકે પૂરતા વિનયથી 'ભાઈ' ને કહ્યું, પરંતુ એમાંથી જાણે કંઇ જ ન સમજાયું હોય તેમ 'ભાઈ' બોલ્યા 'આમદ, આ શું કહે છે?' ચરબીથી ભરેલા અને ફકત ચાંદી જ સ્પર્શી શકે એવા એ 'ભાઇ' ના દરોગા સાહેબના—હૃદયમાં દયાને રહેવા માટે ખૂણોય ખાલી ન્હોતો.

રમાને બચાવવાની એક માત્ર આશા હતી. દસબાર રૂપિયાનાં ચાંદીનાં ચશ્માં 'ભાઇ' ને પહેરાવવાં તેજ તેની અભિલાષા. પરંતુ ભાઇબેનની—યુવક અને રમા—એ કમનસીબી હતી કે કસ્ટમ દરોગા સાહેબના હૃદયને પહોંચીય શકે એટલી ટૂંકી માત્ર પાંચ રૂપિયા અને ચવલી જેટલી જ ટૂંકી—રકમ એમની પાસે હતી.

બીતે બીતે યુવકે 'ભાઇ'ને ચાંદીના ચશ્મા પહેરાવ્યા તો ખરાં; પરંતુ પાંચ રૂપિયાનાં એ ચશ્મામાંથી દરોગાને દુનિયા ઝાંખી દેખાઇ. અને દરોગા સાહેબ તે શું લાંચીયા હતા કે યુવકની લાંચ હાથ ઝાલે? યુવકના સ્વમાનને ભાંગી નાંખવા નિઃસ્વાર્થ દરોગાએ લાંચનાં ચશ્માંને ધૂળમાં ફેંકી દીધાં. સાથે સાથે એના જેવા સર્જન અમલદારને લાંચ આપવાનું ભયંકર પાપ કરનાર યુવકને બહાર કાઢવાનું ફરમાન પણ છૂટયું.

અને યુવકના હૃદયમાંથી એક ઉંડી આહ નીકળી ગઇ, 'નરાધમ! યાદ રાખજે, તું મને નથી મૂકતો તો ઈશ્વર પણ કોઇક દિવસ તને નહિ મૂકે.''

નવી શબ્દોની વેવલાઇ દાખવતા—પરંતુ હૃદયનું અકથ્ય દર્દ જેમાં ભર્યું હતું એવા એ શબ્દોની પ્રતીતિ દરોગાને થોડીવારમાંજ થવાની હતી.

હતભાગી યુવક પાછો ફર્યો—રમાના મૃત્યુની કુશંકાઓ આલેખતો—ગરીબ લાગતી એક ડોશી

રમા પાસે બેઠી હતી—મૃત્યુના ઉંબર પર ઊભેલી બહેનને આમ એકલી મૂકીને રખડતા ભાઈને ઠપકો આપવા.

રમાનો હાથ હાથમાં લેતા યુવકે એને બોલાવી "રમા! ઓ રમા!" રમાનાં ખુલ્લાં નેત્રે જવાબ વાળ્યો, "હું ઘરે જાઉં છું. કેવી મજા! તમે ત્યાં જરૂર આવજો હો! આપણે નિરાંતે હૃદય ખોલી વાતો કરીશું."

—અને રમા અનંતમાં શૂન્ય બની ગઈ. થોડી-વારે દરોગાની પત્નીએ ફેરીના કંડિયાની ખુશખબર સાથે એક સીલબંધ તાર પતિના હાથમાં મૂક્યો. મુંબઈથી રમાને—દરોગાની બહેનનો—ઘર જેવા સાથ સાથે રવાના કરવાનું તારમાં જણાવ્યું હતું. દરોગાને યુવકની વાત યાદ આવી અને તે જમીન પર ફસડાઈ પડયો. મહામહેનતે કાળજું કઠણ કરી, ફાનસ લઈને પટાવાળા સાથે એણે રમાની શોધ શરૂ કરી. દૂર દૂર રેતીમાં કોઈ જુવાન કોઈ બાઈ માણસના

પગ પર માથું નાખી પડ્યો હતો. દરોગાની ચરબ પ્રતિપળે ઓસરતી હતી–ધ્રુજતે હાથે યુવતીના મોં પર ફાનસ ધરી વસ્ત્ર ખસેડતાં દરોગાએ જોયું કે એ જ એની રમા, સમાજના સીતમથી દૂર અમલદારોની અતૃપ્તિથી પર અને મૃત્યુના અનંત પંથની યાત્રી રમા, કામની અનંત શાંતિમ પોઢી હતો.

—અને દીપક સાથે જમીન પર ફસડાઈ પડત હતભાગ્ય કારભારીની 'એ મારી રમા રે' ની ચીસ રાત્રિની અખંડ શાન્તિને ચીરતી–કાળના ઘેરા અંધકારને ભેદતી મોજાંઓના ઘુઘવાટમાં અદૃશ્ય થઈ ગઈ.

## પાત્રાલેખનઃ–૧. યુવાન કૉલેજીયન

કૉલેજીયનને સહજ એવી ઉદ્ધતાઈથી પર એવો આ ભાવનાશીલ અને કર્તવ્યનિષ્ઠ વાર્તાનાયક જેટલો ભાવાર્દ્ર એથીયે વધુ તો સહનશીલ હતો. સમાજની ટીકા એને સ્પર્શતી નહિ. ખોટી શરમ કે લોકલાજ

જને એ આવકારતો નહિ. ક્રોધી હોવા છતાં એનો ક્રોધ કર્તવ્ય કે શબ્દોમાં એ વ્યક્ત કરતો નહિ. ઉદ્ધતાઇ અને અતડાઇ માટે કૉલેજીયનો ઉપર વારંવાર જે ટીકા થાય છે એની સામે આપણા વાર્તાનાયકનો પુરાવો બસ થઈ પડશે. કૉલેજીયનો કદાચ ઉદ્ધત કે અતડા હશે પરંતુ સંકટ સમયે લોકનિંદાથી ડરીને દૂર રહે એવા તો નથી જ એ સત્ય વાર્તાનાયકે મૂર્છા ખાઇને પડેલી રમાને બેઠી કરીને તેને બિછાનામાં સુવાડી, સ્વાર્થ અને લાલસાથી ભરેલા લોકોના તિરસ્કારને અવગણી, એમને કરડી આંખ સામે આંખ મેળવીને પૂરવાર કરી આપ્યું છે.

પરંતુ માનવહૃદયની અધમતા પર એટલો જ સમાજનાં રૂઢિબંધનો પર એ ફિટકાર વરસાવે છે. ઝીણો ઝીણો તાવ આવ્યા છતાં બાર મહિના સુધી ઘરનું મૂંગે મૂંગે કામ કરનાર રમાને માટે દયા અને એનાં સાસરિયાં માટે એને ધિક્કાર છૂટે છે. ખરૂં પૂછો તો એની એ દયા દુનિયાની ઘર ઘરની

રમાઓ પ્રત્યે ને એ ધિક્કાર ધરેશ્વરના એવાં નિષ્ઠુર સાસરિયાં પ્રત્યે છે. પોતાની કન્યાના દાનનો સ્વીકાર કરનાર જામાતા છે કે જમ એટલો પણ વિચાર ન કરનાર હિન્દુ સંસારનાં માબાપ પ્રત્યે એને ઘૃણા છૂટે છે. એના હ્રદયનો એ તાપ—એ વ્યથા—નિવારવા પ્રકૃતિને ખોળે જ્યારે એ ઉભો ત્યારે એનું કવિહ્રદય પણ કાંઇ અછતું રહેતું નથી.

અને અચાનક ભેટો થતાં કોઇ અજાણી યુવતીની સગી બહેન કરતાંય ચડે એવી માવજત કરનાર આ કોલેજીયન જ્યારે અપમાનિત થઇ દરોગા પાસેથી પોતાના ફેંકાયેલા પૈસાની પરવા કર્યા વિના ભગ્નહૃદયે રમાને મરતી જોવા પાછો ફરે છે ત્યારે સગાં, સમાજ ને સત્તાધીશો માટે એના હ્રદયમાં શાં શાં ઘોર મંથનો ચાલતાં હશે એની કોઇને શું ખબર.

એમ છતાંય એની આસ્તિકતા અને સહનશીલતા માત્ર એક જ વાકયમાં વ્યક્ત થાય છે. ઇશ્વર પરની એની આસ્થા અચળ છે. તે કહે

છે—કે ' નરાધમ! યાદ રાખજે, તું મને નથી મૂકતો તો ઇશ્વર પણ કોઇક દિવસ તને નહિ મૂકે. '

૨ રમા :—અપાર સંકટ વેઠીને પણ સાસરિયાંને સુખ આપવું એ જ જેના જીવનની રસલ્હાણ છે એવી—હિન્દુસંસારની કુળવધૂ—રમાના જીવનમાં પગલે પગલે કાંટા વેરાયા હતા એતો એના ફીકકા, સુકા, લોહીમાંસ વિનાના હાડપીંજર પરથી જ જણાઈ આવતું હતું. તેના મુખ ઉપર ચિંતા અને વિષાદની ઘેરી છાયા ફેલાઇ હતી. તેની રગેરગમાં તાવ ધીકતો હતો. તેના પ્રત્યેક ઉચ્છ્વાસમાં હિંદુસંસારની કરૂણ કથની ભરી હતી. માંદી માંદી તોય બાર બાર મહીના સુધી એક હર્ફનો પણ ઉચ્ચાર કર્યા વિના એણે સાસરિયાંને સંતોષ્યાં હતાં, અને છતાં આજે—આ ભયંકર માંદગીમાં પણ દ્વારકાંથી પ્રાચીની એકલી મુસાફરીમાં પણ—પોતાને સંગાથ ન મેળવી આપનાર સાસરિયાં પર એને જરાયે ખોટ ન હતો. વાર્તાનાયક કરતાંયે ઇશ્વર પરની એની

શ્રદ્ધા વધારે દૃઢ હતી. 'પ્રભુ તો બધાંની સાથે છે ને ?' એજ એનું આશ્વાસન હતું–ને પ્રભુમય જીવન એજ એનો જીવનમંત્ર નહિ હોય એની યે શી ખાત્રી ?

એ વાર્તાનાયક એને બહેન તરીકે માને છે તો અજાણ્યા મદદગાર તરફ એને જરાયે વહેમ કે શરમ–સંકોચ વિના એ પણ એને પોતાનો ભાઈ જ માની લે છે. જો કે વચ્ચે વાર્તાનાયક સાથે વાતો કરતાં યુવકને રમામાં ટીખળીખોર ભાભીનું દર્શન થાય છે. પરંતુ વાતચીતમાં સીધી, સાદી, ભોળી, સ્નેહાળ ભગિની જેવી રમાને આપણે એક-દમ ઓળખી લઈએ તે પહેલાં તો લેખક એને માંદગીના ઓછાયા તળે પહેલાં મૂર્છાની ક્ષણિક અને પછી મૃત્યુની શાશ્વત શાંતિમાં લીન કરી દીધી છે.

૩. હવાલદાર આમદઃ—

ચીંથરેહાલ પોષાક જેવો જ ચીંથરેહાલ અને સડેલી મનોવૃત્તિવાળો હવાલદાર આમદ–આમદ એટલે કસ્ટમ દરોગાનો જમણો હાથ. નાલા-

યક અમલદારોના સ્વચ્છંદ શાસનના વંટોળને જો કશાથી અમર્યાદ વેગ મળતો હોય તો તે આવા નિમકહરામોથી. 'પૈસો મારો પરમેશ્વર ને પત્ની મારી ગુરુ' એ જ જેનો જીવનમંત્ર હોય એવા આમદને નવરાશના વખતે—જ્યાં પૈસાની વાત ન હોય ત્યાં—ભાઈની તરતની આવેલી પુત્રવધૂના પયોધરના ઘેરાવાની કે એવી જ નહિ તો બીજી શી વાત સૂઝે? ઉતારૂઓને વિના વાંકે બંદરકાંઠે બેસાડી રાખી પોતાનું અને પોતાના ઉપરી અમલદાર—માબાપનું ખીસ્સું ભરાય ત્યારેજ ગામમાં જવા દેવાની લાંચિયાવૃત્તિ દાખવતા એ નરાધમો માટે લેખકને જેટલો તિરસ્કાર કે ક્રોધ ઉપજે છે એટલા જ એ લોકો દયાને પાત્ર છે. અમલદારો તો લાંચ લઈને જ છૂટે છે એ ખરૂં પરંતુ આમદ જેવા સલાહકાર જો ન હોય તો અમલદારો ન જ ટકી શકે એ જેટલું નોંધપાત્ર છે એટલું જ દુઃખદ છે. ઉતાવળથી છુટવા માગતા ઉતારૂઓ પર ઉપકાર કરતો હોય તેમ દશબાર રૂપિયાનાં 'ભાઇને ચાંદીના ચશ્મા પહેરાવો એમ કહી એટલેથી

ન અટકતાં 'મારા શેઠ! પણ જો એ અમને ભૂલી ન જતા હોઉ? એમ જ્યારે આમદ વાર્તાનાયકને કહે છે ત્યારે તો એની અધમતાની હદ આવે છે. પરંતુ એવા લોકો 'નરાધમ' કે 'નીચ' કહેવડાવવાને બદલે કે ધિક્કારને બદલે એ લોકો સહાનુભૂતિ કે દયાને જ પાત્ર હોય છે;

**૪ કસ્ટમ દરોગા સાહેબઃ-**

લાંચ પણ એક જાતનું મહેનતાણું જ છે એમ માનતા અને ખરું તો લાંચ એ અમલદારોએ કરેલા ભયંકર ઉપકારનું માત્ર આભારનું પ્રદર્શન છે એમ જાણતા અને છતાંયે પોતાના હૃદય સુધી ન પહોંચે એ લાંચ જતી કરે એવા ઉદારદિલ અધિકારીઓ-માંના એક એ કસ્ટમ દરોગા હાથમાં આવેલા શિકાર પાસેથી દમડી ન છૂટે ત્યાં સુધી એવાઓની વાત સમજવા છતાં ન સમજવાનો ડોળ એ કરી શકતા. પોતાનો દાવ જ્યાં ન ફાવે કે ન ફેંકી શકાય ત્યાં હવાલદાર આમદને એ હોળીનું નાળિયેર બનાવતા-બીજા અધિકારીઓની જેમ ચરબીથી ભરેલા અને

શરીરને અનુકમ્પા કે દયા અભડાવી શકતાં નહિ. અને હૃદયને ચાંદી સિવાય બીજું કશું સ્પર્શી શકતું નહિ. એની વાણીમાં બેદરકારી ને તુમાખી વિના બીજું કશું પ્રવેશી શકતું નહિ. કેરીના કંડિયા કે એવી મામુલી ભેટ વિના એનું મન કશાથી રીઝતું નહિ.

મરવા સુતેલી રમાને એક સામાન્ય [illegible]ની બ્હેન માની પોતાનું પેટ ન ભરાતાં કૉલેજીયનની વાત એણે માની નહિ. પરંતુ પત્નીએ આપેલા તારથી એના દેહ ઉપર એક જબ્બર આઘાત લાગ્યો હોય એમ તે જમીન પર ફસડાઈ પડયો પટાવાળાને લઇને ફાનસ સાથે એ બંદર તરફ દોડયો–પેલો યુવક જેની જીવલેણ માંદગીની વાત કર[illegible] એ જ એની બ્હેન રમા હશે એમ ધારતો–સાચે જ એની એ શંકા ખરી હતી. રમાને એ મળ્યો–પરંતુ મોડા –ઘણો મોડે અને છેલ્લા વજ્રપાતે એનો દેહ જમીન પર ફસડાઇ પડયો–પોતાની જોહુકમીથી પોતાને જ ઘેર ધાંચ આવી ત્યારે જ એની અમર્યાદ સત્તાએ એવા કેટલા ભોગ લીધા હતા એ એને સમજાયું હશે.

